ખર્ચ બાદ કરતાં જો નફો મળે તો શ્રીપંઢરપૂરના અખંડ વિષ્ણુ ભજનમાં જવાનો છે.

# ધ્યાન યોગ.

લેખક :

ભાગવતધર્મધુરંધર '[illegible]ભક્ત'

વકીલ વિનાયક સખારામ હેવળાલીકર

ગુજરાતી મરાઠી શિક્ષણ પ્રકાશના કર્તા અને ભાગવત ધર્મપ્રકાશના માજી તંત્રી.

પ્રકાશક :

કૃષ્ણરાવ સખારામ હેવળાલીકર

એ. એ. એમ. એસ. ( ભિષગ્વર )

કલોલ-કૃષ્ણસદન

ઉત્તર ગુજરાત.

આવૃત્તિ ૧લી પ્રત ૫૦૦

સંવત ૧૯૮૭ સન ૧૯૩૧

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યો.

નોછાવર

ખર્ચ બાદ કરતાં જો નફો મળે તો શ્રીપંઢરપૂરના અખંડ વિષ્ણુ ભજનમાં જવાનો છે.

# ધ્યાન યોગ.

લેખક :

ભાગવતધર્મધુરંધર સદ્ગુરૂભક્ત
વકીલ વિનાયક સખારામ દેવળાલીકર
ગુજરાતી મરાઠી શિક્ષણ પ્રકાશના કર્તા અને ભાગવત ધર્મપ્રકાશના
માજી તંત્રી.

પ્રકાશક :

કૃષ્ણરાવ સખારામ દેવળાલીકર
એ. એ. એમ. એસ. ( ભિષગ્વર )
કલોલ-કૃષ્ણસદન
ઉત્તર ગુજરાત.

આવૃત્તિ ૧લી — પ્રત ૫૦૦
સંવત ૧૯૮૭ — સન ૧૯૩૧

અમદાવાદ—ધી " ડાયમંડ જ્યુબિલી " પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યો.

નોછાવર ૦-૧૨-૦.

## —પુસ્તક મળવાનાં ઠેકાણાં—

કલોલ—પ્રકાશક પાસેથી.

અમદાવાદ—રા. શનાલાલ લલ્લુભાઈ.
C/o સી. આર. બાળકૃષ્ણ, ત્રણ દરવાજા.

વડોદરા—રા. આનંદરાવ મંગેશ જાંબવડેકર,
ઠે ખત્રી પોળ—ચોથેવાડો.

શ્રી

" ધ્યાનયોગ "

# (અર્પણ પત્રિકા.)

---

**ધ્યાનયોગ** એ પ્રતિપાદ્ય વિષયના શ્રી એકનાથી ભાગવત (એકાદશસ્કંધ) ના **આદ્યપ્રતિપાદક, આદિગુરૂ,** શ્રી મહાવિષ્ણુના **અવતાર,** અમો સાધકવૃંદના સંરક્ષક સિદ્ધ, સદ્દગુરૂ એવા જે (આપ) **શ્રી એકનાથ મહારાજ** એમ-નીજ સેવામાં અત્યંત નમ્રભાવે સાષ્ટાંગદંડવત્ યુક્ત આ લઘુગ્રંથ કે જે આપનીજ કૃપાથી લખ-વામાં હું આપનોજ બાળક, નિમિત્ત થયો છું. તે અર્પણ કરીને આપ-શ્રીની ચરણરજમાં લોટું છું.

કૃષ્ણસદન-કલોલ,
પ્રાંત કડી, ઉ. ગુજરાત
માઘ સુદ ૧૦
સંવત ૧૯૮૭

(નિમિત્ત માત્ર)
**કર્ત્તા.**

શ્રી

# શુક સ્મરણ પત્રિકા.

આદિગુરૂ શ્રી એકનાથ ચરણે અર્પણ પત્રિકા લખી રહ્યા કે તરતજ બાલ યોગિન્દ્ર શ્રી શુકદેવજીનું મંગલ સ્મરણ અમને થયું અને એમ થવું એ ક્રમ પ્રાપ્ત પણ છે.

અમારા ઉપદેષ્ટા સદ્દગુરૂ શ્રી તુકારામજી જેમ એ એકનાથ મહારાજનો અવતાર, તેમ શ્રી અંકલેશ્વર મહા (શુકદેવ) મંદિરવાળા સદ્દગુરૂ શ્રી ગણપતરામ ફકિરભાઈ ઉપાધ્યાય પણ શુકાવતાર.

એમણે પોતાનું છેલ્લામાં છેલ્લું અવતાર કાર્ય આ કૃષ્ણ-સદનમાં સહકુટુંબ પધારી શ્રી જન્માષ્ટમીનો મહામહોત્સવ ઉમંગે ઉછરંગે ઉજમાળો ઉજવાવી, અહીંના સમસ્ત સાધકો સાથે અમને વચનામૃત પાન કરાવી, ભજનાનંદથી તરબોળ કરી સમાગમ સુખ દીધું.

અમારા પંચવાર્ષિક અનુભવથી અમારી પૂર્ણ ખાત્રી થવા પામી કે પંઢરપુર સદ્દગુરૂ મઠના મૂલ ભૂતસિદ્ધાન્તમાં જો એકવાક્યતા ક્યાંઈપણ થઈ હોય તો માત્ર આ સદ્દગુરૂ શ્રી શુકદેવજીમાંજ.

| | |
|---|---|
| કૃષ્ણસદન—કલોલ.<br>માઘ શુદ ૧૦<br>સં. ૧૯૮૭ | વિનાયક સખારામ દેવળાલીકર.<br>કૃષ્ણરાવ સખારામ દેવળાલીકર.<br>વિઠ્ઠલદાસ લાલદાસ રોહાવાળા. |

# "રોહાવાળા"ના—બે બોલ.

દેવાધિદેવ શ્રીકૃષ્ણચન્દ્રે પોતાના અંતરંગ, એકનિષ્ઠ અને એકાંતિક નિષ્કામ ભક્ત શ્રી ઉદ્ધવજીને એમનાજ પુછવાથી "ધ્યાનયોગ"નો જે વિધિ કહ્યો, તે અહેતુકી ભક્તીનું સેવન કરનારાઓને પરમ ધામ પ્રત્યે પાકે પાયે પ્હોંચાડવાને સર્વથા સમર્થ છે, એ વાતમાં લેશ માત્ર શંકા નથી. કેમકે અનુભવ સિદ્ધ અને અનુભવ ગમ્ય એવી આ ગુહ્ય વાર્તા એક વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ એવા ગુરૂ પુત્રે, હરિ ગુરૂ ભક્તાના લાભાર્થે સેવા ભાવે લખીને કહી છે.

જ્ઞાન કરતાં પણ ધ્યાન શ્રેષ્ટ હોવાનું પ્રમાણ ભગવદ્ વાકય પ્રસિદ્ધ છે. કોઇ પણ વિષયનું પોપટીયું જ્ઞાન (?) કશાજ કામમાં આવી શકતું નથી—અને ચિત્રામણના દિવાથી જેમ પ્રકાશ અનુભવી શકાતો નથી, જેમ પકવાન્નોના નામ માત્ર લઇ જવાથી જેમ ક્ષુધાનું શમન થતું નથી અને જેમ પાણી પાણી ગોખ્યા કરવાથી તૃષા મટતી નથી તેમ શ્રદ્ધા ભકિત સમન્વિત સાધન ચતુષ્ટય સંપન્ન મુમુક્ષુએ શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ એવા સ્વાત્માનુભવી "સિદ્ધ સદગુરૂ" (બ્રાહ્મણ દેહધારી) ને અનન્ય ભાવે શરણ ગયા વગર આ લખચોર્યાશીની ઘટમાળથી છુટીને જન્મ મરણની આત્યંતિક—નિવૃત્તિ અને સ્વરૂપાનંદની પ્રાપ્તિ તેમજ શાશ્વત શાંતિ થતી નથી. એ વાત દિવા જેવી સ્પષ્ટ છે.

સદ્‌ગુરૂ કોણ થઇ શકે? સદગુરૂ કોને કહી શકાય? સદગુરૂ કેવા હોય? કેવા સદગુરૂ કરવા જીજ્ઞાસુ મુમુક્ષુ—ને ઇષ્ટ છે. એવા એવા પ્રશ્નો મનુષ્ય હૃદયમાં સ્ફુરવા એ સ્વા-

ભાવિક છે. અને સંભવિત પણ છે. સમર્થ શ્રી રામદાસ સ્વામીએ પોતાના **દાસબોધ** નામક દિવ્ય ગ્રંથમાં આ શંકાનું સમાધાન સરસ, સુંદર તથા સ્પષ્ટ સ્વરૂપે કરેલુંજ છે. તોપણ અહીં પ્રસંગોપાત માત્ર એટલુંજ દિગ્દર્શન કરીએ છીએકે, થનારા શિષ્યે પોતાના તન મન ધન એટલુંજ નહીં પણ પ્રાણ ન્યોછાવર કરી નાંખતા પહેલા શક્ય એટલો સાવચેતીથી અંધશ્રદ્ધા વગરનો પુર્ણ વિચાર પ્રથમથીજ કરી લેવો એ સારૂં છે. કેમકે જમાનો વિચિત્ર ચાલે છે. છતાં પણ એક વાર નિશ્ચય પુર્વક સદગુરૂ ચરણ શરણ સ્વીકારી લીધા પછી શ્રદ્ધાભક્તિ ચલિત થવા દેવી નહીં. અચલજ રાખવી. તોજ સાર્થક્ય થશે.

હવે આ પુસ્તકના પ્રતિપાદ્ય વિષય વિષે કાંઈ વધુ વિસ્તારથી લખવા કરતાં સુસંસ્કારી વાંચકો પોતેજ પોતાની મેળે વિચારી લે એ ઈષ્ટ છે. લેખક ગુરૂ બન્ધુ ભાગવત ધર્મ ધુરંધર ભાઈશ્રી વિનાયકરાવજી માટે જેટલું લખું એટલું મને તો ઓછુંજ લાગે, અને વળી પક્ષપાતિત્વનો આરોપ પણ કદાચ જાણે અજાણે વ્હોરવો પડે, માટે ટુંકમાં અહીં એટલુંજ લખીને વિરમું છું કે ગરવી ગુજરાતને ખુદ આંગણેજ ભાઇ વિનાયકરાવ અને નામયોગી ભાઇ કૃષ્ણ-વજી એ બેની “જુગલ જોડી” વર્ષો થયા, ગદ્યપદ્ય રૂપી અમૃતના પ્યાલા જનતાને પાન કરાવવા સેવાભાવે મથી રહી છે તે તે વ્હેલા તથા સવેળા પિછાની લેય. એજ.
हरिः ॐ तत्सत् कृष्णार्पण अस्तु ।

વિઠ્ઠલદાસ લાલદાસ રોહાવાળાના

जयहरिः

# " અમારા " એ

( " ધ્યાનયોગ " પુસ્તક માટે. )

લેખકઃ—વિઠ્ઠલદાસ લાલદાસ રોહાવાળા—મુંબઈ.

અમોને પ્રાણથી પ્યારા, અમારા એ, અમારા એ,
અમોએ એક છે જાણ્યા, અમારા એ, અમારા એ.
અમોને પ્રાણથી પ્યારા. (ટેક.)

અમારા દેહમાં છે એ, અમારા પ્રાણમાં પણ એ;
અમારા ધ્યાનમાં છે એ, અમારા ગાનમાં પણ એ.
અમોને પ્રાણથી પ્યારા. ૧

અમારી આંખમાં છે એ, અમારી કાખમાં છે એ,
અમારી પાંખમાં છે એ, અમારી સાખમાં પણ એ.
અમોને પ્રાણથી પ્યારા. ૨

તમે પણ જો કદી પુછો, તમારા કોણ છે હો એ;
અમે તો એટલું કહીશું, અમારા એજ છે હો એ.
અમોને પ્રાણથી પ્યારા. ૩

અમારા જે કહ્યા છે એ, તમારા તેજ છે હો એ,
નથી જગમાં કહીં પણ બે, તમારા તે અમારા એ.
અમોને પ્રાણથી પ્યારા. ૪

અકારે એ, ઉકારે એ, મકારે અર્ધમાત્રે એ,
પ્રણવના બિન્દુમાં પણએ, પ્રણવરૂપી ખરેખર એ.
અમોને પ્રાણથી પ્યારા. ૫

હવે શું બોલશો એ એ, અમે પણ એજ એ, એ, એ.
તમે નહીં તેજછે એ એ, અખિલ જગમાંજ એએએ!!!
અમોને પ્રાણથી પ્યારા. ૬

અખિલજગમાં કહોશું એ, અખિલજગ તેજ એ એ એ;
પ્રગટ વપુધારી આવ્યા એ, લિયે તારી અમોને એ.
અમોને પ્રાણથી પ્યારા. ૭

( રોહાવાળાના એ. )

# ખમ્મા.

લેખક—વિઠ્ઠલદાસ લાલદાસ રોહાવાળા–મુંબઈ.

ખમ્મા મ્હારા વીરા, વિનાયકરાવને,
" ભાગવત ધર્મધુરંધર આવને.
આવ તો અલબેલડા, વ્હેલો વ્હેલો આવજે. ટેક.

નવો–જુનો શિષ્યવર્ગ, સાથ તેડી લાવજે;
મંગલ સંદેશા કહાવને, ખમ્મા. ૧

દયનયોગ, જ્ઞાનયોગ, ભક્તિયોગને વળી,
રાજવિદ્યા રાજગુહ્ય–યોગમાં દષ્ટી વળી;
હૃદયની ગુપ્ત વાતે, કેમે કરી ફાવને! ખમ્મા. ૨

ગરવી ગુજરાત ને, યોગથી ગજાવવા,
પોપટિયા પંડિતોને, સાનથી લજાવવા.
ગુરૂદ્વાર કાજે દ્રવ્ય લાવને!! ખમ્મા. ૩

"ખાખરાની ખિસ્કોલી" સાકેરના સ્વાદને,
મનમુખી લોક બધા, શું જાણે? આલ્હાદને;
પ્રણવના નાદનું સુણાવને. ખમ્મા. ૪

"વિઠ્ઠલની વાત" એક ઉર વિષે લાવજે,
"ધીરે ધીરે ડગ" ભરી અંતમાં તું ફાવજે.
જનતાને જીતવાને આવને!!! ખમ્મા. ૫

# ગુરૂ–પરંપરામૃત.

## પદ્ય.

**નારાયણે** જે **વિધિને**જ દીધું, તે **અત્રિમુનિએ** વિધિ પાસે લીધું;
ગુરૂ **દત્ત** યોગી અત્રિ કનેથી, લઈનેજ અર્પે **જનાર્દને**શ્રી. ૧
જનાર્દનારાધન **એકનાથે**, કરી **નરહરીને** દીધું સ્વ–હાથે;
નરહરી કનેથી લઈ **નિંબરાજે**, દીધું તદા **નાગનાથે** ખરાજે. ૨
ત્યાંથીય **ઉદ્ધવ–ચિદ્દઘન** એજ પામ્યા, પછી **શ્યામરાયે** ઉદ્ધવ–પ્રણામ્યા;
એ શ્યામરાયે **સદાનંદ** બોધ્યા, સદાનંદજી (એ) **સચ્ચિદાનંદ** શોધ્યા. ૩
**દિનાનાથ કેહેતાં વાસુદેવ સ્વામી**, લેય સચ્ચિદાનંદથી એ વસ્તુ નામી;
તે સ્વામી સોંપે શ્રી **વિશ્વનાથે**, એણે **તુકારામ** કીધા સનાથે. ૪

## ગીતિ.

બદ્રિનારાયણ જઇને, દર્શન પામ્યા **વિશ્વનાથ દાદા**;
ઉપાસના પણ લાવ્યા, છતાં રહ્યા એ અંત લગી સાદા. ૧

## ગીતિ.

**તુકારામ** સમ **સદગુરૂ મળતાં** "વિઠ્ઠલ" **દાસ થયો** રાજી;
કૃષ્ણ વિનાયક બન્ને, ગુર્જર ભૂમાં રહ્યા સદા ગાજી. ૧

**શાર્દુલ**—જેના શિષ્ય અનેક આ અવનિમાં,
તેમાંજ નારાયણ;
એકાંતે જપતાં સદા કરી રહ્યા,
એ મંત્ર પારાયણ,
પૂરા ગંભિરને સુધીર હઇને;
ગાતા અનેરા સુરે,
તે નારાયણ સખિદાસ સુતને,
જોતાંજ ચિંતા હરે.

કોટ, મીન્ટરોડ ૩૫ મુંબાઈ.
શ્રીરામજયંતિ–૧૯૮૭.
} **વિઠ્ઠલદાસ લાલદાસ શેહાબાળા.**

# પ્રકાશકનું—નમ્ર નિવેદન.

પરમ કારૂણિક પરમાત્મા જગદ્ગુરૂ શ્રીકૃષ્ણ પ્રભુની કૃપાથી આ "ધ્યાનયોગ" નામક કદમાં ન્હાનું છતાં પ્રભાવમાં મ્હોટું એવું પારમાર્થિક પુસ્તક ગુણીયલ ગુજરાતની શ્રદ્ધાવાન્ જનતા સમક્ષ સેવાભાવે પ્રકટ કરતાં મને અત્યંત હર્ષ થાય છે.

ગુણ ગ્રાહક વાંચક વર્ગને ઉદ્દેશીને જે કંઇ કેહેવા યોગ પ્રસ્તાવના રૂપે હોય તે મ્હારા પિતા તુલ્ય વડિલ બન્ધુ તેમજ વડિલ ગુરૂ બન્ધુ દાદાશ્રી અર્થાત્ આ લઘુ ગ્રંથના લેખક વકીલ વિનાયકરાવ દેવળાલીકરના ઉદ્ગારોમાં જોનારને જડશે.

સ્વયંપાક એટલે (સિદ્ધ) સામગ્રી રસોઇ કરનારે પોતાની સમસ્ત ચાતુરી વાપરીને કરવી એ તેનો ધર્મ છે, અને તે મ્હારા જેષ્ટ ભ્રાતાએ આ ઉત્તર વયમાં તથા લથડતી જતી શારીરિક સ્થિતી છતાં ઉત્સાહથી બજાવ્યો છે. એ વાત આ પુસ્તક પકપ્રકાશનના પ્રસંગથીજ પુરવાર થઈ શકે છે.

મ્હારા સરખા પિરસણીયા એ તો, એ સિદ્ધ કરેલી સામગ્રી આતુરજનોની આકાંક્ષાનુસાર પંક્તિ પ્રપંચ વિના છુટે હાથે પિરસવી એજ પવિત્ર કર્તવ્ય ઠરે છે, અને તે બજાવતાં મને અતિ આનંદ ઉપરાંત આજ્ઞાધારકપણાની ઉર્મિ પણ સ્ફુરે તેમાં આશ્ચર્ય નથી. એ ઉર્મીને આ પુસ્તકનું પ્રકાશન કરવામાં નિમિત્ત થવા રૂપે માર્ગ આપું છું.

એ પછીની છેલ્લી ફરજ ગ્રાહક કિંવા વાંચક વર્ગની ખુલ્લી છે, તેઓ આવા મંગલકાર્યને ચાલુ આશ્રય આ સમયે આપ્યો તેમ આપતા રહી બજાવે, લેખકના શ્રમનું સાફલ્ય કરે. તથા પોતે પણ પ્રેમલક્ષણા ભકિત રસનું પાન કરીને કૃતાર્થ થાય એજ નમ્ર યાચના કરી વિરામ પામું છું.

ડૉ. કૃષ્ણરાવ સખારામ હેવળાલીકર.
(નામયોગી.)



# પ્રસ્તાવના.

સદ્દગુરૂનાથ ભગવાન્ વાસુદેવ, અર્થાત્ જગદ્દગુરૂ શ્રીકૃષ્ણ પરમાત્માના સ્વરૂપનું ધ્યાન વિધિવત્ એટલે ગુરૂ-મુખી સાધક બનીને ધરવાથી ધ્યાતા, ધ્યાન અને ધ્યેયની એક વાક્યતા સ્હેજે થઇ શકે છે.

મનમુખી પરન્તુ જીજ્ઞાસુ–મુમુક્ષુ–હરિજનો જે ધ્યાન ધરે તે અનુમાનનુંજ કેહેવાય, અનુભવયુક્ત તો નહીંજ; એ દિવા જેવું સ્પષ્ટ છે.

છતાં પણ શ્રદ્ધા એક એવી વસ્તુ છે કે તેનો આશ્રય લેનાર ક્રમે ક્રમે અંજાણતા આગળ આગળ વધતો વધતો કોઇક જન્મે પણ થાળે પડે ખરો. શ્રદ્ધા કદિ નિષ્ફલ જતી નથી. માટે શ્રદ્ધા તો રાખવીજ રહી.

કેવલ શ્રદ્ધાવડે અનુમાનજન્ય ધ્યાન–નામ સ્મરણ, જપ કરનારની ક્રમશઃ ચિત્તશુદ્ધિ થઈને તેની તત્વદર્શ-નની તાલાવેલીના પ્રમાણમાં સિદ્ધ સદ્દગુરૂનો ભેટો થવાનો ચોગ વ્હેલે મોડે પણ સાંપડે છે; અને એમ થયા વગર આરો છેડો આવતો નથી, આવાગમન ટળતું નથી. જન્મ-મરણની ઘટમાળમાંથી સદાને માટે મુક્ત થવાતું નથી. અને મુક્તિથી પર એવી જે જ્ઞાનોત્તર–પ્રેમલક્ષણા–સદ્દગુરૂ ભક્તિ –કહો કે નિષ્કામ ભક્તિ, તેનો લ્હાવો મળતો નથી. એ સુખ તો મરજીવાજ માણી જાણે છે. આ થઇ સંક્ષેપમાં સીધી વાત. અને વાત એટલીજ છે. એ ત્રિકાલાબાધિત એવું નગ્ન અને નર્યું સત્ય છે. ધ્યાન તો તેજ કેહેવાય કે

ધ્યેય વસ્તુ સાથે ધ્યાતા એકતાર થઈ જાય, તન્મય થઈ જાય. તદ્રૂપ થઇ જાય, તદાકાર થઇ જાય, તેજ બને પરન્તુ એમ તો ત્યારેજ થઇ શકે કે, જ્યારે ધ્યાન ધરનાર આરાધ્ય દૈવતના સ્થાનને જાણી શકે, જોઈ શકે, ઓળખી શકે, સમજી શકે, અનુભવી શકે.

નામ ઠામ ગામ મુક્કામની સંપૂર્ણ માહિતી વિના મુલાકાતનો સંભવજ ક્યાંથી ? કેમ મળે ? ક્યાં મળે ? કોને મળે ? કંઇ રીતે મળે ? કઈ વખતે મળે ?

એક કહેવાતા વરિષ્ટ, શ્રેષ્ઠ, શ્રીમંત અધિકારી, અથવા આગેવાન અગર રાજા છતાં પણ ખરી રીતે પામર એવો ત્રિગુણાધીન માનવ તેને મળવું હોય તો કેટલા પ્રયાસ પડે છે, કેટલો સમય બરબાદ કરવો પડે છે, કેટલી લાગવગ ભલામણ ઓળખાણ, સિફારસ, સરટિફીકેટ વિગેરેની જરૂર પડે છે તેનો ખ્યાલ કરો.

જો જગતના ક્ષુદ્ર જંતુ માટે આમ છે તો પછી જગતના સરજનહાર, જગતના સુત્ર ચાલક, જગતના નાથ, જગતના માલીક, જગતના સ્વામી છતાં જગત્ જંજાળથી સર્વદા અને સર્વદા અલિપ્ત એવા સગુણ નિર્ગુણાતીત આત્મારામને મળવા ભેટવા જોવા જાણવા સમજવા, અનુભવવા માટે કેવો અધિકાર સંપાદન કરવો જોઈએ તેનો વિચાર કરો. આ અધિકાર અથવા પાત્રતા પ્રાપ્ત કરવાને માટે સકામ કર્મો, અગર અનુષ્ઠાનો ઉપયોગના નથી. માત્ર તત્વદર્શનનીજ તાલાવેલી ખરી અને પુરી હોવી જોઇએ. એ વિનાની બીજી કોઈ પણ પ્રકારની કામના નજ હોવી

જોઇએ. ક્ષણિક ઐહિક, નાશ પામનારા જગતના કહેવાતા સુખોની આસક્તિ ઉપજવી ન જોઈએ. અને હોય તો તે છેક નિર્મુલ થવી જોઈએ. તેજ આત્મદર્શનનો અધિકારી થઈ શકે.

આ આસક્તિ અથવા વાસનાની જાળ તોડવાનું અઘરામાં અઘરૂં છે, અને સહેલામાં સ્હેલું પણ છે. કામિની કાંચનમાં લુબ્ધ બનેલા ત્રણ ગુણનો તાપ સેવી રહેલા, માયા અવિદ્યાની જાળમાં ફસેલા જીવો આ જગત્‌ના મિથ્યા સુખોને સાચા માનતા હોવાથી પ્રાયઃ એ મોહીનીના ફાંસામાંથી છુટવા મુશ્કેલ છે. પરન્તુ જેને લેશ પણ સારાસાર વિચાર વિવેક છે, તેણે પોતેજ પોતાના મનને પ્રશ્ન પુછવો ઘટે છે કે અમુક વર્ષ પ્હેલાં હું કોણ હતો અને કેવો હતો; તથા કયાં હતો ? વળી અમુક વર્ષ વિત્યાબાદ હવે પછી હું કયાં જઈશ, કોણ હઇશ ? આ બધું આ બધા જે મ્હારી આસપાસ ટોળી રૂપે વીંટાઇ વળ્યા છે તે શું મ્હારાં હતા ? મ્હારાં છે ? મ્હારાંજ રહેશે ? મ્હારાંજ હશે ? મ્હને કામ લાગશે ? અંતરાત્મા તરફથી આ પ્રશ્નોના ઉત્તરો શા મળે છે ? તે જરા અજમાવી તો જુઓ ! જોવા જેવું છે ? અમને વિશ્વાસ છે કે ઉત્તરો એવાજ મળશે કે જેથી જીજ્ઞાસા ન હોય તો ઉપજે, અને હોય તો વધારે થાય. પરિણામે તીવ્ર વૈરાગ્ય પ્રગટે—અને વૈરાગ્ય વગર વિવેક યુક્ત વૈરાગ્ય વગર અજ્ઞાનની નિવૃત્તિ તથા જ્ઞાનની પ્રાપ્તિ સંભવે જ નહીં.

અમે આમ લખીને અમારા શ્રદ્ધાવાન્ વાચક બન્ધુ-

ઓને એમ નથી કહેવા ઇચ્છતા કે તમે જે જે સ્થિતિ સંજોગમાં પુર્વજન્મના શુભાશુભ કર્મજન્ય દેહ પ્રારબ્ધને લઈને મુકાયલા હોય તે—એટલે ઘરબાર સ્ત્રિ છોકરા સગાવ્હાલા ઈષ્ટ મિત્રો વ્યાપાર ધંધો કે નોકરી અગર અભ્યાસ છોડો. અમે એમ પણ કહેવા નથી માંગતા કે, આ બધુંએ તજી દઇને તમે શરીરે ભભુતી લગાવી બાવા બની જંગલમાં ભટકો, અને અમે એવું પણ નથી ઈચ્છતા કે આ પુસ્તક અગર પ્રસ્તાવના દ્વારા અમોએ બીછાવેલી કોઈ જાળમાં તમે લપટાઈ જાવ અમે તો અમારા વરસોના અંગત અનુભવથી જે કંઇ સાચું લાગે છે તેજ માત્ર સેવા ભાવે કર્તવ્ય સમજી કહી છુટીએ છીએ.

અમે અડધી સદી ગુજરાતમાં ગાળી છે. પાંચેક વર્ષ પર્યન્ત શ્રીશુકાવતારી સદગુરૂ પદે બિરાજી ગયેલા અંકલેશ્વરનિવાસી શ્રી શુકદેવજીના સમાગમમાં આવ્યા છીએ. ત્રણેક વર્ષ **ભાગવત ધર્મ પ્રકાશ** માસિક ગાંઠનુગોપીચંદન કરી ચલવી જોવાનું જોઇ લીધું છે.

આ બધાનો સાર શું? એમ જો તમે અમને પુછતા હો અથવા પુછવા ચાહતા હો તો અમે નિરહંકાર વૃત્તીથી નમ્રતાથી છતાં નિડરપણાથી કહી શકીએ છીએ. ઘણા ખેદ તથા આશ્ચર્ય સાથે કહેવું પડે છે. એમ કહેવાને ફરજથી અમે બંધાયલા છીએ કે બિચારી જનતા, ખાસ કરી ગુર્જર પ્રજાવર્ગ, ભાઈઓ અને બ્હેનો શ્રદ્ધાળુ છતાં પણ યોગ્ય દોરવનાર સુકાની—સાચા સુકાની-નિસ્પૃહ નિરિચ્છ નિરપેક્ષ, નિસ્વાર્થી, નિર્ભય, આત્માનુભવી એવા સિદ્ધ સદગુરૂને અભાવે અંધારામાં ફાંફાં મારે છે, ભીંત સાથે

અફળાય છે, ભોમીયા વિનાની ભુલી પડી અટવાય છે. એજ અને એટલોજ એનો સાર છે.

હાલના કરાલ કલિકાલયુક્ત અટપટા જમાનામાં એવો પુરૂષ કોઈજ નથી એમ અમે નથી કહેતા. વાત એવી છે કે જે કોઈ એવા હોય છે અને છે પણ ખરા તે જાહેર ખબરીયા હોતા નથી. ઠાઠમાઠ ડોળડમાક રાખતા નથી લોકોને ભોળવીને આંજી જાણતા નથી પણ સાચું અંજન આંજી જાણે છે. એવાઓને ઓળખવાનું સ્હેલું નથી, ઓળખાય તો અડગશ્રદ્ધા રહેવી મુશ્કેલ હોય છે એટલે પછી ગાડરીયા પ્રવાહ પેઠે ચાલ્યા કરે છે.

બીજી તરફ લોકોની મનોદશાનું માપ લીધું હોય તો સાફ સાફ જણાઇ આવ્યા વિના રહેશે નહીં કેઃ—સેંકડે નેવું પંચાણું ટકા સકામતાજ ભરેલી છે. નાણું કેમ મળે ? અને જગતના માની લીધેલા સુખો કેમ ભોગવાય તેની જ એકતા લાગેલી.

પણ આ શરીર તે શું ? મન શું ? કર્મેંદ્રિયો જ્ઞાનેં-દ્રિયો શું, બુદ્ધિ શું ? પ્રાણ શું ? સ્વર્ગ નર્ક એ શું છે ? ત્રણ ગુણમય અવિદ્યા શું ? જીવ શું ? શિવ શું ? માયા શું ? બ્રહ્મ શું ? પરબ્રહ્મ શું ? સગુણ શું ? નિર્ગુણ શું ? ક્ષર શું ? અક્ષર શું ? ક્ષરાક્ષરાતીત એટલે શું ? આત્મા શું ? પરમાત્મા શું ? પ્રકૃતિ પુરૂષ પરમપુરૂષ શું ? ભગવાન શું ? ભક્ત શું ? સદગુરૂ શું ? સાધક શું ? ઈત્યાદિ કોયડાઓની ઉકેલ જે એકજ ક્ષણમાં એકજ અક્ષરના એકાંતમાં એકજ કૃપા કટાક્ષ વડે કરી શકે છે, એવા શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ સમર્થ સદગુરૂને કેવલ દીન અને અનન્યભાવે નિષ્કામતાથી વિધિ-

વત્ શરણુ ગયા વગર તો કયાંથીજ થાય. અને ચિદ્ચિદ્ ગ્રંથી છુટયા તુટયા વગર ગ્રંથીભેદ વગર આત્મસ્વરૂપ કયાંથી દર્શાય? આત્મદર્શન વિના અન્ય સુખ સાધનો શા ખપના ? એ અમારા ભાઇબ્હેનો કયારે સમજશે ?

અમને કોઇ આચાર્ય અથવા તેના સંપ્રદાય સાથે દ્વેષ નથી. એમના અનુયાયીઓનો બુધ્ધિ ભેદ પણ કરવો નથી. કોઇ દેવ દેવતા માટે અમને અનાદર નથી. અમે માત્ર એકજ વાત અને તે ફરી ફરી ભાર દઇને કહીએ છીએ કે તમે તમારા ઇષ્ટ દેવને ગમે તે રૂપે ભજો, તમારા ગુરૂની ભક્તિ ભલે કર્યા કરો એમના આપેલા મંત્રોની માળાના મણકા પણ ભલે ખેંચ્યા કરો, મંદીરે મંદીરે દર્શને દોડયા કરો જે કરો છો તેજ કરો. અને કર્યાજ કરજો છોડવાનું નથી. છોડવું પડે તેમ નથી. પરન્તુ હશે તે દૃઢજ થવાનું છે. શ્રદ્ધા ઘટવાની બ્હીક નથી પણ વધવા-નીજ છે. તમે જેવા જે સ્થિતિ સંજોગમાં મુકાયા હો તેવા જ અને તેમાંજ રહેવાનું છે પરન્તુ જાણી સમજી વિચારીને કરશો કરતા થશો કરતા રહેશો તોજ; અને તોજ સફળ થવાનું છે. પ્રકાશ વગર અંધઃકાર મટવાનો નથી. સૂર્યના ઉદય વિના ઘોર અંધારી રાત્રી ટળવાની નથી. એકાક્ષરી અમૃતઘુંટડો પીધા વગર અમર થવાવાનું નથી–દેહાભિમાન નષ્ટ થયા વિના, વાસનાનું બીજ નાશ પામ્યા વિના, મહા વાકયના યથાર્થ જ્ઞાન વિના હૃદય મંદિરે જ્યોતી કયાંથી જાગશે ? **હૃદયને પ્રથમ ઓળખી** લ્યો. એટલી જીજ્ઞાસા ઉપજે તોય અમારા આ અલ્પ પ્રયાસનું સાર્થક છે. પ્રભુ સૌનું કલ્યાણ કરો માઘ શુદ ૧૦ ગુરૂવાર. ૧૯૮૭ .(કર્તા)

## ક્ષમા યાચના.

આ "ધ્યાનયોગ" લખવાનું અમે મનમાં યોજ્યું, અને તે પૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણચન્દ્રનીજ કૃપાથી પૂર્ણ થયું.

વસ્તુતઃ આ કાર્ય માટે વિદ્વત્તા અથવા વ્યાકરણની નજરે અમારી પાત્રતા ઘણી ઓછી હોઇને, અમારી જન્મ ભાષા ગુજરાતી નહી હોવાથી જાણે અજાણે કેટલીક ત્રુટીઓ રહી જવાનો સંભવ છે. તે માટે પ્રથમ તો અમે સાક્ષરગણની ક્ષમા માગીશું. અને અમારા સૂજ્ઞ તેમજ સુસંસ્કારી તથા શ્રદ્ધાવાન વિવેકી વાંચકવર્ગને વિનવીશું. કે—

### ધ્યાનયોગ

પુસ્તક છાપવાને માટે જે દિવસે પ્રેસમાં રવાના થયું તેજ દિવસથી અમારી પ્રકૃતિ શિથિલ થઇ. અસલથીજ દમનું પાસુ, વૃદ્ધાવસ્થા અને વકીલાતનો વ્યવસાય ઇત્યાદિ કારણોને અંગે આ વખતની માંદગીએ કંઈક ગંભીર રૂપ ધારણ કર્યું. અમારૂં નાવડું દયાળુ પ્રભુને સોંપી ઘટતા ઓષધોપચાર શરૂ કર્યા. પ્રથમ કરતાં ઈશ્વરકૃપાએ બેશક વળતરતો છે છતાં હજી અશક્તિ છે તાવે કેડો મુકયો નથી. બિછાના વશ રહેવું પડે છે પ્રભુ સમર્થ છે. અસ્તુ.

આટલું નિવેદન ખુલાસાથી કરવાનું પ્રયોજન એજ છે કે પુસ્તક પ્રસિદ્ધ કરતાં ઉપલા કારણથી જે ઢીલ થવા પામી છે તે માટે ઉદાર દિલથી વાંચકો અમને ક્ષમા કરશે તથા હવે પછી આવા પ્રકારના પુસ્તકોના પ્રસિદ્ધીકરણ રૂપી સેવા લેવાની પરમાત્માની ઇચ્છા હોય તો ગ્રાહકગણ

ઉત્તેજન આપશે એવી આશા રાખવી અસ્થાને નહી ગણાય. પ્રુફો સુધારવામાં તપાસતી વખતે બનતી ચીવટ રાખ્યા છતાં જો કોઇ ભુલ રહી હોય અને રહી હશેજ તો તે માટે અમે માફી ચાહીએ છીએ.

આ પુસ્તકના પ્રતિપાદ્ય વિષય સંબંધી વાંચક બન્ધુઓને પુસ્તક એકાગ્રતાથી વાંચ્યા પછી કંઇ પણ પુછવા જાણવા સમજવાની સ્વભાવિક જીજ્ઞાસા ઉપજે તો લખી જણાવ્યેથી ઘણીજ ખુશીની સાથે તબીયતના સંજોગો પ્રમાણે વેળાસર ખુલાસો લખી જણાવવામાં આવશે. પુછનારે જવાબ માટે ટપાલની ટિકીટ બીડવી.

આ પુસ્તકનું ખર્ચ બાદ કરતાં જો કંઇ નફો રહેશે તો તે શ્રીપંઢરપૂરના સદગુરૂ દેવના કૃષ્ણ મંદિરમાં ચાલતા અખંડવીણાના ખર્ચમાં આપવાનો સંકલ્પ છે.

કલોલ.
ઉત્તર ગુજરાત, પ્રાંત કડી.
શ્રી રામનવમી સંવત ૧૯૮૭

કર્તા
વિનાયક સખારામ દેવળાલીકર.
(વકીલ)

# વિષયાનુક્રમણિકા

## પૂર્વાર્ધ.


| અધ્યાય | વિષય | પાનું |
|---|---|---|
| ૧ | ગણેશ (સદ્દગુરૂવંદન) .... .... .... | ૧ |
| ૨ | ભગવત્ પ્રાપ્તિનો સહેલો ઉપાય .... .... | ૩ |
| ૩ | ધ્યાનમાં ઇષ્ટદેવ કેમ આવતા નથી .... .... | ૧૪ |
| ૪ | ધ્યાન કેવા પ્રકારે કરવું? .... .... .... | ૨૩ |
| ૫ | ધ્યાન કરવાનું ઠેકાણું .... .... .... | ૩૨ |
| ૬ | સગુણ ધ્યાનનું ફળ .... .... .... | ૪૭ |


## ઉત્તરાર્ધ.


| | | |
|---|---|---|
| ૧ | નિર્ગુણ ધ્યાન એટલે શું? .... .... .... | ૫૫ |
| ૨ | આત્મા ગુણ અને અવસ્થાથી પર છે.... .... | ૬૦ |
| ૩ | દેહ અને દેહની અવસ્થાઓ .... .... | ૬૪ |
| ૪ | હૃદય એટલે શું? અને હૃદયસ્થ ભગવાનને જોવાની રીત | ૬૯ |
| ૫ | પિંડ બ્રહ્માંડની રચના .... .... .... | ૭૪ |
| ૮ | "સ્વરૂપનું ધ્યાન," નિર્ગુણમાં પ્રવેશ.... .... | ૯૨ |


## પરચુરણ.


| | |
|---|---|
| ઉપસંહાર .... .... .... .... | ૧૦૩ |
| ભેટ આપનારના નામની યાદી .... .... | ૧૦૮ |
| શુદ્ધિ પત્ર .... .... .... .... | ૧૧૧ |

# ધ્યાન યોગ

## પૂર્વાર્ધ

### અધ્યાય ૧ લો.

#### ગણેશ ( સદ્ગુરૂ ) વંદન.

હે ઇંદ્રિય ગણના ઇશ એવા ગણેશ આત્મારામ વાસુદેવ તમોને નમન કરૂં છું. તમો ચૈતન્ય રૂપે સર્વ પ્રાણીના અંતરમાં અંતરાત્મા તરીકે વસેલા છો. તમેજ ગણેશ રૂપે શુંડાધર બન્યા છો. તમારી ચૈતન્ય શક્તિથીજ આ જગત અસ્તિત્વમાં છે. આવા વ્યાપક રૂપે તમને કયાં ખોળવા ! અને તમારા કયા હસ્તપાદને જોઇ આપના પાદપર મસ્તક મુકું ? અને આપના વરદ હસ્તે મારા મસ્તક પર આપશ્રીના હાથ ઝુકાવું ! પણ હે પ્રભો ! તમો દીન દયાળ બની, તમારા શુદ્ધ સ્વરૂપનું એકીકરણ કરી, સંતમૂર્ત્તિરૂપે માનવ દેહધારી, સાકાર બની, અમારા અજ્ઞાનાંધકારનો નાશ કરી, અમોને અમારા સ્વરૂપનું ભાન કરાવ્યું. અને અમને અમારૂં સ્વરાજ્ય આપ્યું. કલ્પકોટી સુધી પણ અજરામર કરી દીધા. એ ઉપકારનો બદલો વાળવા કંઈજ સામર્થ્ય નથી, સાધન નથી, માટે બે હાથ અને ત્રીજું મસ્તક, આપના ચરણ યુગુલમાં મુકી વંદન કરૂં છું. આપ નિરૂપમ્ય છો. આ નાશવંત જગતમાં આપની બરાબરી કરી શકે, એવી કંઈજ વસ્તુ નથી. આપને

સાગરની ઊપમા આપું તો, તે પણ છાજતી નથી. કારણ જો કે સાગર ગંભીર છે. વિશાળ છે, તૃપ્ત છે, રત્નાકર છે, પણ ત્યાં ડુબવાનો ભય છે. અને તૃષિતની તૃષા તે શાંત કરી શકતો નથી. આપ ડુબેલાને તારો છો. અને તૃષ્ણા રૂપી તૃષા કાયમની મટાડો છો. આપને ચંદ્રની ઉપમા આપુ તો, તે ક્ષયરોગી છતાં, ફક્ત પુર્ણીમાંએજ પૂર્ણપણું ધરાવે છે. ચંદ્રામૃત પાશન કરનાર ચકોરને પણ મૃત્યુ આવે છે. તમો સદા સર્વદા પૂર્ણ ચંદ્ર છો. અને તમારૂ કૃપા મૃતપ્રાશન કરનાર અક્ષઈ અને અજરામર બને છે. તમોને રત્નની ઉપમા આપુ તો, તે જડ છે. તમો ચૈતન્ય ઘન છો. તમોને ગંગાની ઉપમા આપું તો, ગંગા ફક્ત પાપહારિણી છે, તમો પાપ, સંતાપ, એકી વખતે હરણ કરો છો. તમોને કલ્પતરૂની ઉપમા આપું તો, ત્યાં કલ્પના સ્ફુરે છે. અને આપ કલ્પનાતિત છો. અને નિર્વિ- કલ્પ બનાવો છો. આપને કામધેનુની ઊપમા આપું તો, ત્યાં સકામ થવું પડે છે, અને આપ નિષ્કામ બનાવો છો. આપને ચિંતામણીની ઉપમા આપું તો ત્યાં વિષયનું ચિંતન કરવું પડે છે, આપ ચિત્ત, ચૈતન્ય, ચિંતન બધી ત્રિપૂટીને બંધ કરી. એકવિધ ભાવના કરાવો છો. બ્રહ્મદેવની ઉપમા આપુ તો તે રજોગુણી છતાં, તેને સરજવાવાળા વિષ્ણું છે. આપ સ્વતઃસિદ્ધ છો. વિષ્ણુની ઉપમા આપું તો, તે સત્વગુણી છતાં, તેને વારંવાર અવતાર લેવો પડે છે, અને આપ જન્મ મરણથી પર છો. ગુણાતિત છો. શંકરની ઉપમા આપુ તો, પ્રલય કાળ કતૃત્વ ધરાવે છે. અને આપ પ્રલયના ત્રણે કાળમાં સ્થિત છો છો ને છો. હે પ્રભુ! આપનું સ્વરૂપ

અગમ્ય છે, અલક્ષ્ય છે! અતકર્ય છે! દુર્બોધ છે! અક્ષય છે! પરાત્પર છે. જ્યાં વેદ મુંગા બન્યા છે. શેષ પણ સહસ્ર મુખથી વર્ણન કરતાં થાકી ગયો છે. ત્યાં હું પામર પ્રાણી આપનું સ્તવન કેવી રીતે કરી શકું? માટે હે પ્રભો તમો જેવા છો તેવાજ તમને માત્ર મરણભયથી શરણ થઈ શુંદ્ધ અને યુક્ત ભાવથી શતશઃ નમન કરૂં છું.

ગણેશરૂપે તમેજ છો. આદિ માયા મૂળ પ્રકૃતી એ તમારી અર્ધાંગના સરસ્વતી વિદ્યાદેવી છે. એવા પ્રકૃતી પુરૂષ સહ શ્રી ગણુનાથને વંદન કરૂ છું.

સાધુ, સંત, ભક્ત, કવી, એ બધામાં તમારીજ સ્વરૂપ સત્તા વિલસી રહી છે વધારે શું! પણ સર્વ પ્રાણી માત્રમાં તમારૂંજ સ્વરૂપ વિલસી રહ્યું છે, તેથી હું જ્યાં જ્યાં મસ્તક નમાવું ત્યાં ત્યાં પ્રભુ તમારાજ ચરણ છે. માટે સર્વ ભાવે, સર્વ સ્થળે, અને સર્વ કાળમાં, તમોને નમન નમન ને નમનજ કરૂં છું.

ઈતિશ્રી ધ્યાનયોગના પુર્વાર્ધનો ગણેશવંદનનો પહેલો અધ્યાય સમાપ્ત થયો. ॥૧॥

---

## અધ્યાય ૨ જો.

---

### ભગવત્ પ્રાપ્તિનો સેહેલો ઉપાય.

શિષ્ય—મહારાજ! આપને વંદન કરૂં છું. મને એક બાબતની તાલાવેલી લાગી છે. તો આપ કૃપા કરી મારો સંદેહ દૂર કરો.

ગુરૂ—ભાઈ! મારી પાસે ઘણા લોકો સંસારીક દુઃખો-માંથી છુટવા સારૂ, અને વગર પ્રયાસે સુખી થવા સારૂ, સિદ્ધિનો ભંડાર છે એમ સમજી આવે છે. પરંતુ તેવું મારી પાસે કંઈ નથી. તારા પ્રશ્નથી તું કંઇ સંસાર તાપથી તપ્ત થયેલો છું, એમ ભાસે છે. માટે તે સંબંધી તને કંઈ સંદેહ હોય તો, સુખેથી કહે.

શિષ્ય—મહારાજ ! ભગવત્ પ્રાપ્તિનો સહેલો ઉપાય કયો ? કોઇ કહે છે કે, સાંખ્ય શીખી આત્માનાત્મ વિચાર કરો, તો કોઈ કહે છે કે કેવળ પ્રેમ લક્ષણા ભક્તિથી પ્રભુને ભજો. તો કોઈ કહે છે કે, તીર્થ યાત્રા કરો, કોઈ કહે છે કે, યોગ શીખો, પ્રાણાયમ કરો, સમાધિ લગાવો, આવા જુદા જુદા મતો સાંભળવાથી મારૂં મન–ઘણુંજ દોલાયમાન થયું છે. તેથી આમાં સત્ય તે શું ! અને સહેલું તે કયું ? તે આપ કૃપા કરીને કહો.

ગુરૂ—ભાઈ ભગવત્ પ્રાપ્તિના અનેક માર્ગો છે, પણ ખરો અને સહેલો તો પ્રાપ્તિનો માર્ગ સદ્‌ગુરૂ વિના જડ-તોજ નથી.

શિષ્ય—સદ્‌ગુરૂ શું કરે છે ?

ગુરૂ—ભાઈ! આ જીવનો ભ્રમ દૂર કરે છે. આત્મ સ્વરૂપનો નિશ્ચય કરાવે છે.

શિષ્ય—તે કેવી રીતે ? વેદ શાસ્ત્રની અને સાંખ્ય શાસ્ત્રોની વાતોથીજ કે, બીજી રીતે !

ગુરૂ—ના ભાઇ એ તો બધુંએ શબ્દ જ્ઞાન છે. પણ આતો પોતાના આત્મ સ્વરૂપનું ભાન કરાવે છે. ને તે સ્વરૂ-

પમાં સ્થિત રહેવા, તેનું ધ્યાન કરવાનું બતાવે છે.

શિષ્ય—મહારાજ ! તે ધ્યાન તે સગુણનું કે નિર્ગુણનું ! તે કંઈ સમજાયું નહીં.

ગુરૂ—ભાઈ તે તો આત્મસ્વરૂપનું ધ્યાન બતાવે છે, આત્માતો નિર્ગુણ ગુણાતિત છે. એવા સર્વત્ર વસેલા, વાસુદેવ સ્વરૂપનું ધ્યાન બતાવે છે. અને તે પણ ધ્યાન વિસર્જન કરી, તેમાં વસેલા આનંદનું ધ્યાન કરાવે છે. પરિણામે આ જીવ કેવળ બ્રહ્મમય બને છે.

શિષ્ય—મહારાજ ! આતો કંઇક અઘરૂં લાગે છે. માટે મને તો સગુણના રસ્તે કંઈ પ્રાપ્ત થાય તેવો સહેલો માર્ગ બતાવી કૃતાર્થ કરો.

ગુરૂ—હે શિષ્ય ! તારી પૂર્ણ તૈયારી નથી; કામધેનુ ઘેર આવે તો, શું ખવરાવીશું! તેનું ખર્ચ કેમ વેઠી શકીશું! એવી શંકા જેમ નકામી છે, અગર ચિંતામણી મળે તો, આ પથરો શું કામ વેંઢારવો, એમ કહી અજ્ઞાની જન જેમ તેનો તિરસ્કાર કરે છે, તેમ તારી દશા થઈ છે.

શિષ્ય—( કિંચિત વિસ્મિત, અને ભયભિત થઇને ) મહારાજ ! કૃપા કરો, હું અજ્ઞાની છું. પણ મને પ્રથમ **સગુણ ધ્યાન સંબંધે** બોધ કરો. અને સગુણ ધ્યાનથી ભગવત્ પ્રાપ્તિ થશે કે નહીં ! તે સ્પષ્ટ જણાવો.

ગુરૂ—અરે શિષ્ય ? તું ગભરાઇશ નહીં. તારી ઇચ્છાનુંસાર તને એક કોળીયાના અનેક ભાગ કરી, થોડે થોડે ભોજન કરાવીશ. સગુણ ધ્યાનથી. સગુણ દેવતાનું દર્શન થાય છે. અને **સગુણ દૈવત** પ્રાપ્ત કરી શકાય છે. એ ખરૂં છે.

શિષ્ય—કયા સગુણ દેવનું ધ્યાન કરવું ! તો તેજલદી પ્રાપ્ત થાય !

ગુરૂ—ભાઈ જે દેવને વિષે આપણી પૂર્ણ શ્રદ્ધા હોય, અને જે દેવતા વિષે પ્રેમ ઉત્પન્ન થાય, તેજ દેવતાનું ધ્યાન કરવું એ સત્વર ફલદાયક છે.

શિષ્ય—એ દેવતાના ધ્યાનથી, અને દેવતાની પ્રાપ્તિથી, શું મેળવી શકાશે ?

ગુરૂ—પ્રત્યેક સગુણ દેવતા જે ફળ આપે તે ગુણવાળું જ હોય. સત્વગુણી દેવતા સત્વગુણાનું રૂપ ફલઆપશે. રજોગુણી દેવતા. રજોગુણાત્મક, અને તમોગુણી દેવતા તમો ગુણાત્મક ફળ આપશે.

શિષ્ય—આ ત્રણે ગુણમાં કયા ગુણનું ફળ ઉત્તમ હોય છે? અને કયા ગુણનું ફળ કનિષ્ટ છે. તે કૃપા કરી કહો, તે સાથે સત્વગુણી દેવો કયા? અને રજોગુણી તથા તમોગુણી દેવો કયા ? તે પણ કહો જેથી અમારા સંશય ટળે.

ગુરૂ—શ્રી કૃષ્ણ, શ્રી રામ, શ્રી શંકર, શ્રી દત્ત એ સાત્વિક દેવો છે, અને ઈંદ્ર વરૂણાદી દેવો રાજસી છે. વીર વેતાળાદી દેવોની, ન જારણ, મારણ, ઉચ્ચાટનાદિક દેવો, ભૂત પ્રેતાદિના માલીક એવા દેવો, તામસી છે. જે તે ગુણવાળા દેવો તે તે ગુણવાળું ફળ આપે છે. પણ સત્વગુણી ફળથી ઉર્ધ્વગતિ થાય છે. એટલે સ્વર્ગાદી લોક લોકાંતરમાં જવાય છે. રજોગુણી ફળથી આ મૃત્યુલોકમાં ફરી જન્મવું પડે છે. અને તમોગુણી ફળથી અધોગતિમાં જવું પડે છે. અગર તામસી યોનિમાં, વાઘ, સર્પાદિક, અથવા ભૂત પ્રેતાદિ યોનિમાં જવું પડે છે.

**શિષ્ય**—ઉર્ધ્વગતિ; અને અધોગતિ એટલે શું? તે કૃપા કરી સમજાવો.

**ગુરૂ**—ભાઈ **ઉર્ધ્વગતિ** એટલે ઈંદ્રલોક, ચંદ્રલોક, સ્વર્ગ, અને ઠેઠ બ્રહ્મદેવના સત્યલોક સુધી જવાય તે ઉર્ધ્વગતિ કહેવાય છે. અને **અધોગતિ** એટલે **નર્કવાસ** અને છેક **અંધતમ નર્ક સુધી** અધોગતિ કહેવાય છે. તેમ સ્થાવર જન્મ અથવા હિંસક પશુમાં જન્મ લેવો તે પણ અધોગતિ જ કહેવાય છે. **ઉર્ધ્વગતિમાં દેવ બની** શકાય છે પણ આખરે બ્રહ્મલોક–સત્યલોકમાં ગયેલાઓને પણ ત્યાં પ્રભુ ભક્તિ કરી આત્મતત્વનો સ્વિકાર ને જાણ-પણું પ્રાપ્ત ન કરે તો, પુણ્યનો ભોગ ભોગવી પુણ્ય સંપત્તિનો ખર્ચ થએ પાછળથી ફરી આ કર્મભૂમિમાં આવવું પડે છે. અને **અધોગતિએ** જનારાને નર્કવાસ ભોગવી, પાછળથી **વાઘ, સિંહ, સર્પ, કુતરૂં ઇત્યાદિ તિર્થંક** યોનિયોમાં આવવું પડે છે.

**શિષ્ય**—મહારાજ! ક્ષમા કરો. એક એવી શંકા ઉત્પન્ન થઈ છે કે, શ્રી શંકર તો તમોગુણી કહેવાય છે. અને તમે તેને સાત્વિક દેવતા કેમ કહો છો?

**ગુરૂ**—ભાઈ આજ તારૂં કેવળ અજ્ઞાન છે. ત્રણ ગુણ થકી ત્રણે દેવો થયા. એ વાત ખરી. પણ તમોગુણ એનો અર્થ બરાબર તું સમજ્યો નથી, તેથી ગોટાળામાં પડયો છું. તમોગુણ એટલે ક્રોધાયમાન થઈ, રીસાવું એટલું જ નહીં; જે માણસ ભોળો હોય; તે ભોળાપણું એ અજ્ઞાનનું કાર્ય છે. અજ્ઞાનને પણ તમોગુણ શાસ્ત્રકારે માનેલો છે.

તું કંઇ ચીજ ખોઈ આવ્યો તો તે તમોગુણનું કાર્ય થયું. એમ કહેવાય. તું સફાઇને કોઇને કંઇ આપી દે, અગર નકામી ખોટી દયા ઉત્પન્ન થઈ દાન આપે, એ દેખીતું સારૂં છે, પણ કાર્ય તમોગુણી હોય છે. તેમ શંકર ભોળા છે. માટે તેમનું નામ ભોળાનાથ છે. પણ તેમની સત્તા ને પ્રભાવ તમોગુણી નથી. માટે આ શંકા નિરર્થક છે. ભોળાનાથ ભક્તોને જલદી પ્રસન્ન થાય છે. તેમનામાં રહેલું સ્વરૂપ એ શુદ્ધ અને ગુણાતિત છે. જે જે ગુણથી જે જે દેવતાઓ ઉત્પન્ન થયા તેમાં તે તે ગુણ પ્રાધાન્ય હોય છે માટે બીજા ગુણ નથી હોતા એમ નજ હોય ત્રણે ગુણ મિશ્ર હોય ત્યારે જ સૃષ્ટિ કાર્ય ચાલે છે.

**શિષ્ય**—ત્યારે વિષ્ણું અને શંકર એ બેમાં શ્રેષ્ટ કોણ ? કેટલાક વૈષ્ણવો શંકરનું નામ લેતા નથી. દર્શન કરતા નથી. વૈષ્ણવોના મંદિરમાં જો હરહર મહાદેવ કહે તો વૈષ્ણવોને ખપતું નથી. ને શંકર ભક્તને મારવા ઊઠે છે. તેમ કેટલાક શૈવો વૈષ્ણવોનો દ્રોહ કરે છે. આનું શું કારણ ? એનો ખુલાસો કૃપા કરી ને કરો એવી પ્રાર્થના છે.

**ગુરૂ**—શિષ્ય ! તારી વૃત્તિ. સમ્યકપણું ધારણ કરવાની જણાય છે. આ સદ્‌વૃત્તિથી મને ઘણો આનંદ થાય છે. હે પ્રિય શિષ્ય ! આમ બને છે. એ વાત ખોટી નથી. પણ એમાં બન્ને પક્ષનું અજ્ઞાન જ છે. અને મિથ્યાભિમાન છે. અને તેમાં બન્નેનું અકલ્યાણ જ છે. જ્યાં સુધી સર્વત્ર એક પરમાત્મા જલ સ્થલ વ્યાપી રહ્યો છે, એવું સર્વાત્મક પરમાત્માના સ્વરૂપનું દ્રષ્ય નજરે પડે નહીં, ત્યાં સુધી

તે મૂક્ત તો થતો જ નથી. પણ ઉલટો બંધનમાં પડે છે. અને પ્રત્યેક ઉપાસનાનું રહસ્ય પણ તે જ છે કે, જે દેવમાં પ્રિતિ હોય અગર ઈષ્ટ ઉપાસ્ય દૈવત હોય તે જ દેવ બધે જણાવો-ભાસવો-સ્ફુરવો જોઇએ. અને અંતરમાં નિર્ગુણ સ્વરૂપનું અનુસંધાન જોઈએ. તો જ નિષ્કામ, અને દ્વંદ રહિત થઈ પરમ પદને પ્રાપ્ત કરી શકાય છે. મુળમાં શંકર અને વિષ્ણુંમાં વૈર નથી. શિવસ્ય હૃદયે વિષ્ણુ । અને વિષ્ણુ ચ હૃદયે શિવઃ ॥ એ પ્રમાણે છે.

**શિષ્ય**—મહારાજ ! એ બંન્નેમાં ઐકયતાના કંઈ દાખલા છે !

**ગુરૂ**—વાહ ! તું કેટલો બધો અજાણ છે ! જો શંકરે પોતાના મસ્તકે ગંગા ધારણ કરી છે તે શું છે ! ગંગા કયાંથી આવી ? અરે તે તો **સરનદી** કહેવાય છે. તે સાક્ષાત્ વિષ્ણુના ચરણમાંથી નિકળી છે. આવું જે પરમ તીર્થ તેનો મહિમા જાણી તે શંકરે કાયમ માટે મસ્તકે ચઢાવી છે, અને રામાવતારમાં શ્રીરામચંદ્રજીને શંકરે જ્ઞાનોપદેશ આપ્યો છે. જે શીવ ગીતા તરિકે, પ્રસિદ્ધ છે. બીજુ શંકર અહરનિશ રામનું નામ જપ્યાં કરે છે. જો શંકર અને વિષ્ણુ વચ્ચે વેર હોત તો, રામ શંકર પાસેથી જ્ઞાન સંપાદન કરત નહી. અને, શંકર વિષ્ણુનું તીર્થ માથે ચઢાવત નહી.

**શિષ્ય**—તો પછી વૈષ્ણવો અને શૈવો કેમ લડી મરે છે ?

**ગુરૂ**—તેજ તેમનું ભયંકર અજ્ઞાન છે, તેજ દેહ

બુદ્ધિનું અભિમાન છે, તેજ પોતાના પંથનું-વાડાનું મિથ્યાભિમાન છે. માટે જો તેમને સાચો બોધ હોય તો તેમની દશા આમ નજ હોય!

શિષ્ય—મહારાજ! સાચો બોધ તે શું!

ગુરૂ—વાસુદેવ તત્વ-આત્મતત્વનું જ્ઞાન તે સાચો બોધ. કારણ ત્રણે ગુણના ત્રણ દેવોની ઉત્તપત્તિનો વિચાર કરીએ તો તે ગુણો મુળ માયામાંથી ઉત્પન્ન થયા, માયા બ્રહ્મ-આદિ પુરૂષ આદિનારાયણ થકી ઊપન્ન થઈ એ આદિપુરૂષનુંજ નામ નારાયણ અથવા સદાશીવ છે.

શિષ્ય—મહારાજ શદાશીવ નામ તો શંકરનુંજ છે!

ગુરૂ—શંકરનાં અને વિષ્ણુનાં હજારો નામો છે. પણ સદાશીવ એનો અર્થ શું! સદા કલ્યાણકારી શીવ એટલે કલ્યાણ. તો મુળ પરમાત્મા કલ્યાણકારી છે. માટે તેનું નામ સદાશીવ છે. તેમ નર વિષે વાસ કરવા વાળા એવા માટે નારાયણ પણ કહેવાય છે. ને તેજ પરમાત્માનું સગુણ સ્વરૂપ છે.

શિષ્ય—પ્રભુ! તો આવો બોધ કેમ જગતમાં ઉતરતો નથી!

ગુરૂ—ભાઇ જે જે આચાર્યો થયા, અને તેમણે જે જે સગુણ ઉપાસનાના માર્ગો સ્થાપ્યા તે તે આચાર્યોએ આ બોધને સમજીનેજ માર્ગો સ્થાપન કર્યા-તેમજ તેમના વિચારો અને અનુભવો પણ ગ્રંથમાં લખી મુકયા, પરંતુ સગુણ દ્વારા શુદ્ધ થઇ એ તત્વને જાણનાર બધાય નજ નિકળે એ વાત ઉઘાડી છે તેથી તે કાલિન કંઈ લોકોએ, કંઈ સંપા-

દન કર્યું હોય તો તે પછી તેનો લોપ થયો. અને હૃદય માર્ગ–સ્થુલ માર્ગ તેટલોજ આગળ ચાલ્યો. એમ થએલું હોવું જોઇએ.

કારણ અર્જુને શ્રીકૃષ્ણને પણ આવોજ સવાલ પુછેલો ત્યારે **सकाले नेहमता योगोनष्टः परंतप** કાલે કરીને આ યોગ નષ્ટ થયો. એમ જવાબ આપ્યો છે.

મહારાષ્ટ્ર દેશમાં ૭૦૦ વર્ષ પર શ્રી જ્ઞાનેશ્વર મહારાજે આ યોગને ઊદ્દિપન કર્યો જેથી ભક્તિ પંથની ઈમારતનો તે પાયો નાંખનાર તરીકે મહારાષ્ટ્રમાં તેમને ગવાય છે. તેજ યોગ તે પછી ૮૦૦ વર્ષે નષ્ટ થયો. ત્યારે તુકારામ અને શ્રીનાથ મહારાજે તેનું પુનરજીવન કર્યું તે પછી કલીકાલના પ્રભાવે ૧૫૦ વર્ષમાંજ તે યોગ નષ્ટ થવાથી પાછો શ્રી સમર્થ રામદાસ મહારાજે સંપાદન કર્યો. તે પછી પણ નષ્ટ થયો તે શ્રી વિશ્વનાથ મહારાજ પાટણકર એમણે મહાન્ ભગિરથ પ્રયાસોથી શ્રી બદ્રિનારાયણમાંથી પ્રાપ્ત કર્યો. ને તે હાલ કવચિત્ કવચિત્ અસ્તિત્વમાં છે. પણ તેનો ભોક્તા–શોધક તેવો અધિકાર વાળો મુમુક્ષુ હોય તો તેને તે જડી આવે.

**શિષ્ય**—મહારાજ! હું સમજ્યો. ધ્યાનથી પરમાત્મા કે ઈષ્ટ દેવતા એનું દર્શન થઈ શકે છે. એ સંબંધમાં મારી હવે ખાત્રી થઇ છે. પણ જો નિષ્કામ **સગુણ મૂર્ત્તીનું** ધ્યાન કરીએ તો શું ફળ મળે? તેમાં પણ મોક્ષ પ્રાપ્ત થાય કે નહિં?

**ગુરૂ**—ભાઇ આ ઘણોજ સૂક્ષ્મ અને નાજુક વિચાર

કરવાનો પ્રશ્ન છે. સત્ય કહેવું એટલે એજ કે જે દેવનું યજન ભજન થાય તે દેવના લોકમાં જવાય છે, આકાર ને નામ, એ તો માયામય અને નાશવાન છે. જોને શીવ ગીતામાં શંકરે શ્રી રામને કહ્યું કે મારા બહારના સ્વરૂપમાં તું મોહિત થઈશ નહીં અંદર જે મારૂં સ્વરૂપ છે. એ જ તું છે. પણ નિષ્કામ બની કેવળ જીવના ઉદ્ધારાર્થે જ જો પ્રભુનું ધ્યાન કરવામાં આવે તો, તે દેવતાના પ્રસાદ વડે કરી; વૈરાગ્ય ઉત્પન્ન થઇ, તે સદ્ગુરૂની પ્રાપ્તિ અવશ્ય કરી આપે છે. અને સદ્ગુરૂ દ્વારા "**હું કોણ**" તે જાણી લઈ પછી **પરમાત્મા કોણ તે** જાણતાં હું અને પરમાત્મા એક જ છે. એવું અભિન્ન જ્ઞાન તેને પ્રાપ્ત થાય છે. અને તેવા અભેદપણામાં જે ભક્તિ વિગેરે થાય છે તે જ ખરી ભકિત—પરાભક્તિ કહેવાય છે. અને તેમાંજ મોક્ષ છેઃ નિષ્કામ સગુણ ધ્યાનથી આ પ્રમાણે ક્રમે કરી જીવનો ઉદ્ધાર કરી શકાય છે.

**શિષ્ય**—તો પછી એકદમ સદ્ગુરૂ પ્રાપ્તિ કેમ ન કરવી !

**ગુરૂ**—ભાઇ સદ્ગુરૂની પ્રાપ્તિ કંઇ વાટે કે ઘાટે પડી નથી. જ્યાં સુધી ઇશ્વર પ્રસાદ-ઇષ્ટની કૃપા ન થાય ત્યાં સુધી સદ્ગુરૂ પ્રાપ્તિ થતી નથી. કદાચ થઇ તો તેનું આપેલું જ્ઞાન ટકી શકતું નથી. કારણ જેમ કોઇ પાત્રને કલઇ કરવી હોય તો, તે જેમ સ્વચ્છ કર્યા શિવાય તે પર કલઈ ચઢતી નથી અગર છિદ્ર વાળા વાસણમાં પાણી ટકી શકતું નથી, અગર તો કોઈ આયનામાં આપણું પ્રતિબિંબ જોવું હોય તો, આયનો ચોખ્ખો કર્યા વગર તેમાં સ્વચ્છ પ્રતિબિંબ જણાતું નથી, તે ન્યાયે

આપણું હૃદય ચોખ્ખું થયા શિવાય તે પ્રાપ્ત કરી શકાતું નથી. હૃદય ચોખ્ખું થવાને જ સગુણ ઉપાસના છે. અને સગુણ ઉપાસનાદ્વારાજં મનોમળ ધોવાઇ જઇ ઇચ્છિત ફળ પ્રાપ્ત કરી શકાય છે. ભગવત્ ગીતામાં શ્રીકૃષ્ણે "બહુનાં જન્મનાં મંતે" એમ કહી પૂર્વંનો નિષ્કામ કર્મનો સંચય હોવાની જરૂર બતાવી છે.

**શિષ્ય**—મહારાજ ! તો હવે મને **નિર્ગુણ બ્રહ્મ** અને **નિર્ગુણ ધ્યાન** ધારણા કેમ કરવી તે કૃપા કરી કહો.

**ગુરૂ**—શિષ્ય ! તું ઘણો ઉતાવળો થામાં. અકાળે ફળ પાકતાં નથી. એ વિષય ઉત્તર પક્ષનો ઉત્તર મિમાંસાનો છે અને આ પ્રશ્ન પૂર્વ પક્ષ મિમાંસાનો છે. પૂર્વ પક્ષ સાગ્ર, જાણ્યા વિના, અનુભવ્યા વિના, ઉત્તર પક્ષની વાતો કરવી, એ નિરર્થક છે. એ પણ તને હવે પછી ઊત્તરાર્ધમાં સમજાવીશું. હાલ તો તારે સગુણ બદલ જે જે શંકા હોય તે તું બધું પુછીને, અને કૃતિમાં લાવીને, અનુભવીને, પછી કહે એટલે સફળતા થશે.

**શિષ્ય**—મહારાજ! ઠીક, ત્યારે સગુણ પરમાત્માને જો અવલોકનજ કરવા હોય તો, એકલી બાહ્યપુજા; અર્ચા, દર્શન; કથાશ્રવણ; એથી થતું નથી; પણ ધ્યાનથીજ દર્શન થાય છે. એમ આપશ્રીનું કહેવું છે, એવું મેં ગ્રથિત કર્યું. આમાં કંઈ ભૂલ હોય તો, આપ કૃપા કરી ઘટતો ખુલાસો કરો.

**ગુરૂ**—હા તેજ ખરૂં છે. જે દેવતાના દર્શનનો અનુ-

ભવ લેવો હોય તો તે ધ્યાનગમ્યજ છે. ધ્યાનયોગથી જોઈ શકાય એ વાત ખરી છે.

ઈતીશ્રી ધ્યાનયોગના પૂર્વાર્ધનો ભગવત્ પ્રાપ્ત્યોપાય નિર્ણયનો બીજો અધ્યાય સમાપ્ત થયો ॥૨॥

## અધ્યાય ૩ જો.

### ધ્યાનમાં ઇષ્ટદેવ કેમ આવતા નથી!

**શિષ્ય**—મહારાજ! હું મારા ઈષ્ટદેવ એક શ્રી-કૃષ્ણને સમજું છું અને તેનું ધ્યાન રોજ કરૂ છું. પણ મને ધ્યાનમાં પ્રભુ આવતા નથી. તેમ ઘણા લોકોની તેવી દશા થાય છે. તેનું કારણ શું હશે?

**ગુરૂ**—વાહવા! પ્રશ્ન ઘણોજ ઉમદા, અને લોક કલ્યાણાર્થે તેં કર્યો છે. જો ભાઈ! પરમાત્મા ઇશ્વર રૂપે દરેક મનુષ્ય પ્રાણીના હ્રદયમાં વસી રહેલો છે. તેમ દેવોમાં પણ તે વસેલો છે. તેથી આપણા મનમાંના વિચાર તો તે વિચાર ઉત્પન્ન થવાની સાથેજ પ્રભુ-ઈશ્વર-તે જાણી શકે છે. જયાંસુધી **સર્વભાવ** વડે તમો ઈષ્ટદેવને શરણે જઇ ધ્યાન ન કરો ત્યાં સુધી ઈષ્ટદેવતા તમારા ધ્યાનમાં નજ આવે! કેમકે તમારા ભાવો તે જાણે છે.

**શિષ્ય**—સર્વભાવ વડે એટલે કેવી રીતે!

**ગુરૂ**—**શરીર**, **વાણી**, અને **મન**, એ થકી ઉત્પન્ન થતા જે ભાવો છે તે સર્વે સહ શરણ જવું, એટલે શરીરથી, વાણીથી, અને મનથી શરણ થવાય, ત્યારે **સર્વ ભાવથી** શરણ થયો એમ થાય છે.

શિષ્ય—મહારાજ! હું અજ્ઞાન છું. પામર છું. આમાં હું કંઇ સમજી શકયો નહી. માટે મને શરીર-ભાવ, મનનાભાવ, વાણીનાભાવ એ કેવી રીતે જાણુવા? તે કૃપા કરી કહો. આપ સકૃપ છો, દયાળ છો, માટે આપને પાલવે પડયો છું.

ગુરૂ—ભાઇ! આ વાત તારતમ્ય જ્ઞાનથી સમજવાની છે. એ બદલ જો પૃથક્કરણ કરી સમજાવવા બેસું તો, એક ભારે ગ્રંથ વિસ્તાર થશે. તોપણ તને મૂખ્ય મૂખ્ય બાબત સમજાવું છું. તેથી તારે બધું સમજી લેવું. જેમ ચોખા ચઢયા કે નહીં! તે જરાક બે ચાર દાણા દાબી જોવાથી, આખી તપેલીમાંના તમામ ચોખા ચઢયાનું જાણી શકાય છે. તેમ આ સમજવાનું છે.

## શરીર ભાવ.

પ્રથમ તને શરીરભાવ સમજાવું છું. શરીરભાવમાં મુખ્ય "હું" એ અભિમાન રહેલો છે. "હું" કોણ! એની આપણુને ખબરં નથી. તે તો સદ્ગુરૂજ બતાવી આપે છે. ત્યાં સુધી. "હું" પણામાં આ સાડાત્રણ હાથના શરીરને આપણે "હું" માની બેઠા છીએ. તેટલાજ માનવાપરથી, હું બ્રાહ્મણ, ક્ષત્રી, વૈષ્ય, શુદ્ર, કાળો, ગોરો, લંગડો, લુલો, એવું પણ અભિમાન દૃઢ કરી બેઠા છીએ. વળી-વિદ્વાન-પંડિત, શાસ્ત્રી, આચાર્ય, ગુરૂ, જગતગુરૂ, આદિ જે ભાવો સ્પુરે તે બધા શરીર થકી ઉત્પન્ન થનારા ભાંવો છે. અને તે ભાવોને સંગેજ. હું પાપી, પુણ્યાત્મા, ધર્માત્મા, પરો-પકારી વિગેરે ભાવોનું સ્પુરણુ થાય છે. વળી-દેહ થકી ઉત્પન્ન થતાં દેહના સગાસંબંધી, સ્રી, પુત્ર, ઇત્યાદી મારાં

એ પણ એજ ભાવનું સ્ફુરણ છે. ને તે આ શરીર થકીજ થાય છે. આવા ભાવો તે બધા શરીર ભાવ કહેવાય છે. તે બધા ભાવો ઈષ્ટદેવનેજ અર્પણ કરવા જોઇએ, અર્થાત શરીર ભાવ વિષે નિરાભિમાન થવું જોઇએ.

**શિષ્ય**—મહારાજ ! શરીરભાવ તો હું સમજ્યો હવે **મન** અને **વાણીના** ભાવ મને સમજાવવા કૃપા કરો.

**ગુરૂ**—સાંભળ.

## વાણીના ભાવ.

વાણી બે પ્રકારની છે. એક રોચક એટલે સારૂ લગાડનારી, અને બીજી અરોચક એટલે ઉપહાસ દાખલ અથવા ઉપરોધિક રીતે, વાક્‌બાણ તરીકે, બોલી શકાય છે. જેથી બીજાને દુઃખ ઉત્પન્ન થાય છે. વાણીથીજ તું મારો છે, ને તારે માટે હું. મારી જાનમાલની ખરાબી થશે પણ તને દગો નહીં દઊં એ કૃતનિશ્ચયયુક્ત-અભય વાણીથીજ થઈ શકે છે. તેમ ઉલટ-હું ખરાબ થઇશ; સરકાર મને ભલે ફાંસી દે, અગર વ્યવહારમાં ભલે હું અળગો થાઊં, પણ તને ખરાબ કરીશજ. આવો નિશ્ચય પણ વાણીથીજ કહેવાય છે તે વાણીના ભાવ છે. હવે,

## મનના ભાવ.

મનના ભાવ એટલે મનનો મુખ્ય ધર્મ સંકલ્પ વિકલ્પ કરવાનો છે. ખરેખર પ્રથમ મનમાં, કોઈ પણ પ્રકારનો સંકલ્પ કર્યાં વિના પછી તે (સારો હોય કે વિકલ્પ વાળો) પણ તે વાણીમાં કે શરીર થકી કૃતિમાં આવતો નથી માટે શરીર અને વાણીના ભાવનું મૂળ તે મન છે. એ મનમાંજ

અનેક ભાવ ઉત્પન્ન થાય છે. તે એવા કે; સદ્‌ભાવ, દુષ્ટ-ભાવ, વૈરભાવ, સ્નેહભાવ, પાલનભાવ, લાલનભાવ, તિરસ્કાર ભાવ, છળણુ ભાવ, વિગેરે આ બધા મનના ભાવ કહેવાય છે.

હે શિષ્ય ! આવી રીતે શરીર, વાણી, અને મનના-ભાવ સાથે ઇશ્વરને અગર અધિષ્ટાત્રિ આપણી ઇષ્ટ દેવ-તાને શરણુ ગયા વિના ધ્યાનમાં તે દેવ કોઈ પણુ રીતે આવેજ નહીં.

શિષ્ય—મહારાજ ! આ ત્રણે ભાવ હું સમજ્યો મારી શંકા નિવારણુ થઇ પણુ આ ભાવ સાથે શરણુ જવું એમા શું પ્રક્રિયા કરવી પડે છે ! તે કંઇ સમજાતું નથી. માટે તે કૃપા કરી સમજાવો.

ગુરૂ—અરે શિષ્ય ! તારો પ્રશ્ન "ભણ્યો પણુ ગણ્યો નહી" એ કહેવત પ્રમાણેનો છે, આમાં કંઈ ક્રિયા કે પ્રક્રિયા કરવાની હોતીજ નથી. માત્ર એ બધા દેહ બુદ્ધિના અહંકારના ભાવ છે. તે અહંકારને જ છોડી દેવાનો છે. એટલે બધાય ભાવો સમેટાઈ જાય છે. બીજી ભાષામાં કહીએ તો આ બધામાં પરોવાયલી જે આપણી મનોવૃત્તિને તેમાં ન રાખતાં ઇષ્ટદેવમાં જ મુકી દેવી એટલે

**त्वमेव माता पिता त्वमेव, त्वमेव बंधुश्च सखा त्वमेव**
**त्वमेव विद्या द्रविणं त्वमेव, त्वमेव सर्वं मम देवदेव:**

અર્થ—માતા, પિતા, બંધુ, સખા, સહોદર, વિદ્યા,

વિગેરે બધું એ ઇષ્ટદેવજ છે. અર્થાત સર્વે તમો છો એવી ભાવનાથી, મતલબ, હું અને મારૂં એવું જે કંઇ આપણા મનમાં વસેલું, વાણી અને શરીરમાં ખચેલું, તે બધું એ હડસેલી કાઢી મુકવું, અને કેવળ નિરહંકાર બનવું, એવી રીતે વૃત્તિ ચોક્ખી કરી, ઇશ્વરોપાસન કરવાથી ઇષ્ટદેવ ધ્યાનમાં આવે છે. એટલે અર્થાત્ રાગદ્વેષ અને માયાતીત બનવાની જરૂર છે. વિવિધ ભાવોથી વિખરાયેલી ભાવનાઓનો ત્યાગ કરવો, કાંતો તે સર્વ ભાવનાઓ આપણા ઇષ્ટદેવમાં જ સંસ્થાપિત કરવી. એનું નામ સર્વભાવથી એમ થાય છે.

શિષ્ય—મહારાજ ! એ ખરૂં છે; પણ કદાચિત કોઈવાર કંઇ અહંકારનો ભાવ સ્મરણમાં આવે તો કેમ કરવું ?

ગુરૂ—ભાઈ? ઠીક પ્રશ્ન કર્યો છે. સ્મરણમાં આવવું અથવા ભૂલી જવું એ તો વૃત્તિનો ધર્મ છે. તેની સાથે ખરૂં માનવું અને આસક્તિ રાખવી. અગર ખોટું માની અનાસક્ત થવું કે વિરાગ કરવો એ પણ વૃત્તિનો જ ધર્મ છે. તે વૃત્તિજ પ્રભુમાં જોડવી. એટલો જ મુખ્ય સારાંશ છે. જો આપણને સ્વપ્નાં પડે છે. તેમાં અનંત પ્રકારના રાગયુક્ત ભોગ ભોગવ્યા, વિલાસ કર્યો, એ, જાગ્યા પછી પણ સ્મરણ તો થાયજને ! અને કદાચ આવું સ્વપ્નું પડયું, એમ લોકોમાં કહીએ તો એથી શું ! પણ એતો સ્વપ્નું છે, અને ખોટું છે. એવી પોતાની ખાત્રી હોવાથી તે સ્વપ્ન સૃષ્ટિમાંની સ્ત્રી કે દ્રવ્ય અત્રે મળવાની આશા કોઇ રાખી શકતું નથી. તેમ સ્વપ્નના ભોગથી લાલસા ધરી તેવા ભોગ મેળવવા આસક્તિ પણ ઉત્પન્ન થતી નથી. તે પ્રમાણે

ઇષ્ટદેવને સર્વ ભાવ સમર્પણ કર્યાં પછી, પ્રથમના ભાવો સ્વપ્નવત્ પૂર્વ સંસ્કારને લીધે એરાં છોકરાં કે, પેટ ભરવાને પ્રાપ્ત થયેલા ધંધાના અંગે યાદ આવે કે, સમાગમમાં જોડાવું પડે કે, તેમાં રચ્યા પચ્યા પ્રારબ્ધથી રહેવું પડે તોય શું! સ્વપ્નના વાઘે પકડવાથી કોણ મરી ગયું! અને સ્વપ્નમાં ગજેંદ્ર લક્ષ્મી મેળવ્યાથી કોણ તાલેવન થયું! તે ન્યાયે આ બધું સ્વપ્નવત્ સમજી ચાલવાથી ઇષ્ટને અર્પણ કરેલા ભાવ આપણી દેહબુદ્ધિ થકી છુટી જાય છે.

શિષ્ય—હા મહારાજ! હવે તો હું બરાબર સમજ્યો.

ગુરૂ—ના હજુ સમજ્યો એટલે તેં જાણ્યું પણ બુઝયું એમ કેમ કહેવાય! માટે બુઝયા વિના બધું એ નકામું. અરે કોઈ માણસ મોંમાં એક બાજુએ જરાક મીઠાની કાંકરી મમળાવતો રહે, અને બીજી બાજુએ સાકરનો કાંકરો મમળાવે તો, તેને સાકરનો ખરો સ્વાદ ન લાગતાં તે સાકર તેને ખારી લાગશે. તેમ, અગર મણ દુધની અંદર જરાક કાંજી-ખયશનો છાંટો પડે તો, તે તમામ દુધ ફાટી જઇ ચુંથા પાણી થશે; નહી દુધમાં અને નહી દહીંમાં તેમ, અગર નેત્રમાં જરાક પણ કચરો ભરાય તો ખુંચ્યા કરે, અને દ્રષ્ટિથી સારૂં જોવા ન દે, તેમ યતકિંચિત પણ અભિમાનનું સ્ફુરણ સ્ફુરે તો, એ બધુંએ નકામું છે તેથી ઇષ્ટદેવતા ધ્યાનમાં આવતી નથી.

શિષ્ય—મહારાજ! આનો કંઇ દાખલો આપી સમજાવો હું યથાર્થ સમજી શકયો નથી. એ વાત આપે યથાર્થ રીતે પારખી છે.

ગુરૂ—જો ચિંતામણીના મંદિરમાં રહેનાર જે ચિંતે તે તેને તુરતજ પ્રાપ્ત થાય, પણ મુંગો, સુંઢ મુંઢ જેવો બેસી રહે તો ચિંતામણી એ કંઇ આપી શકે નહીં. માટે તું મુંઢ ન બનતા વિનિત પ્રશ્નોથી સંશયાપત્તિ દુર કરવા માગે છે તેથી હું ઘણો પ્રસન્ન છું. જો હવે ધ્યાનમાં રાખ.

ઘણા વેપારીઓ વેપારમાં ભગવાનનો ભાગ રાખે છે. અને તેમાં સારા પૈસા મળે છે ત્યારે, ભગવાનનો ઠાઠમાઠ કરે, મંદિરોમાં અતુલ દ્રવ્ય ખર્ચ કરે, તે વખતની કૃતિ એવી જણાય છે કે, સર્વ દ્રવ્યને તે પોતાનું ન ગણતાં પરમાત્માનું જ ગણે છે. આથી લોકોમાં કીર્તિ ફેલાય છે, ને તે કીર્તિ સાંભળી પોતે હરખાય છે. ત્યાં કૃતૃત્વનો અભિમાન જો વૃત્તિમાં ઊભો થયો તો, એ બધી સેવા નિષ્ફળ ગઇ. કદાચ દૈવવશાત્ દેવાળું કાઢવું પડે તો, પછી મેં ભગવાનનો ભાગ્ય રાખ્યો, આટલું બધું ભગવાન માટે કર્યું, છતાં ભગવાનને દયા ન આવી કે, મારી પાસેથી દેવાળું કઢાવ્યું. આ સ્ફુરણ પણ અહંકારનું જ થયું. જ્યારે આપણે આપણા માતા પિતા પ્રત્યેનો માતૃભાવ, પિતૃભાવ, વિગેરે બધાએ પ્રભુને અર્પણ કર્યા તો પછી આપણી મા કે બાપ કે સ્ત્રી પુત્રના મરણથી વિયોગ દુઃખથી પિડાતા બેસવું; અને ભગવત્ પ્રત્યે અભાવ પેદા કરવો, એ પણ સર્વભાવ અર્પણ કર્યાનું ઠગવાનું બાનુ જ કે બીજુ કાંઇ ! તેમાં કંઈ સારભૂત નથી. જ્યારે મન અને મનના તમામ ભાવ પ્રભુને અર્પણ કર્યા તો પછી તમારૂં મન ક્યાં રહ્યું ! તમારા મન પર તમારી સત્તા ક્યાં રહી? તમારા શરીર પર તમારી સત્તા ક્યાં રહી ? તો પછી તમારા મનમાં સુખદુઃખાદિ

ભાવને સ્ફુરવાને અવકાશ આપવાનો સમય ક્યાં છે! તેને તેવું સ્થળ ક્યાં આપી શકશો! માટે ભાઈ આ કંઇ છોકરાની વાતો નથી! તો એવી રીતે સંપૂર્ણ ભાવ અર્પણ કર્યા પછીજ ધ્યાન વખતે મન અને પવનની ગતિ એકવિધ થઇ શકે છે. અને વૃત્તિનું ખેંચાણ બાહ્ય વિષયો તરફ ખેંચાતું નથી.

શિષ્ય—મહારાજ! આતો ઘણું કઠણ છે. હું તો જાણતો હતો કે, આંખ મીચી બેસવું ને પ્રભુજી પ્રભુજી કે રામજી રામજી કહ્યા કરવું, અને માળાઓ ફેરવવી એટલે પ્રભુ દોડયા દોડયા આવશે! પણ આતો ઘણું અઘરૂં છે. તો એનો સેહેલો ઉપાય કંઇ બતાવો કે, જેથી મારા જેવા પામર અને અશિક્ષિત્ તથા ભોળા અને ભાવિક ભક્તો તથા અબળાઓ સહેલાઇથી પ્રભુ પ્રાપ્તિ કરી શકે!

ગુરૂ—ભાઇ આ બધું ઈશ્વર કૃપા વિના થતું નથી. પૂર્વ સંચિતનું દુઃષ્કૃત્ય પુરૂં થયા શિવાય બની આવતું નથી. તે પુરૂં થવા અને જલદી બળી જવા; ખૂબ પરમાત્માનું નામ સ્મરણ થવું જોઇએ. સંત અને આત્મનિષ્ટ ભક્તો, આત્મસાક્ષાત્કારી પુરૂષોની નિષ્કામ સેવા અને સમાગમથી; તેમની કૃપાથી, તેમની ભલામણથી, ઈશ્વરની કૃપા થાય છે; અને સંચિત બળી જાય છે એટલે સદ્‌ગુરૂ પ્રાપ્તિ થાય છે, અને તે સદ્‌ગુરૂ સદ્‌બોધને આપી આ પિંડમાં પિંડ બ્રહ્માંડની રચના બતાવી પિંડમાં **આત્મનિશાની** જણાવી. '**હું કોણ**' તેનું પુરૂં ભાન કરાવે છે. એટલે આ બધું સહેલું થાય છે.

પણ હે શિષ્ય ! આ વિષય તો પ્રસ્તુત તને કહેવામાં આવતા. તું ગુંચવણમાં પડીશ માટે પૂર્વપક્ષ પછીના ઉત્તર પક્ષમાં સારી રીતે સમજાવીશું. નહીં તો મિશ્રણથી તું એક વાતને પણ નિશ્ચયમાં નહીં લાવી શકે.

**શિષ્ય**—મહારાજ ! મને ફરી ફરીને એવો શંશય ઉત્પન્ન થાય છે કે, સગુણ ખરૂં, કે નિર્ગુણ ખરૂં, આ ઉપાસવું કે, તે ઉપાસવું તેનું કેમ કરવું !

**ગુરૂ**—ભાઇ તું કહે છે તેમ પ્રત્યેક પ્રાણીને થાય છે. આ જીવને જ્યારે પરમાત્મ પ્રાપ્તિની તાલાવેલી લાગે છે ત્યારે આ દશા જરૂર થાય છે. સૃષ્ટિની આદ્ય શરૂઆતથી આદિ પુરૂષથી બે પ્રકારની નિષ્ટાઓ આ જગતમાં ઉતરી છે. એક **જ્ઞાનનિષ્ટા** અને **બીજી કર્મ** નિષ્ટા તેમાં પૂર્વના સંસ્કારાનુરૂપ જ્ઞાનનિષ્ટાવાળા એકદમ સાંખ્યને ઉપાડી લે છે, અને તેને ગુરૂ પરંપરાના માર્ગથી સેવીને સહેલાઇથી નિર્ગુણ આત્મતત્વને ગ્રહણ કરે છે. અને પૂર્વના કર્માનું રૂપ સંસ્કૃતિ પ્રમાણે કર્મ નિષ્ટાવાળા કર્મમાં રહી. તે કર્મનિષ્ટાને ઉપાડે છે. તેમાં પણ બે માર્ગ છે ને તે બે માર્ગે ઉપાસે છે એક તો કેવળ અવિધ્યાત્મક કર્મો કરી તેના શુભાશુભ ફળની ઇછિા ધરાવે છે. પ્રિતી અને ભિતી રાખી, તે કર્મ દ્વારા ઇશ્વરોપાસન કરે છે. અને બીજા વિધ્યામયી કર્મો કરી કર્મઠ બન્યા વિના નિત્ય નૈમિત્તિક કર્મો દ્વારા ઉપાસના કરે છે.

**શિષ્ય**—ત્યારે જ્ઞાન નિષ્ટા તો કર્મ નિષ્ટા કરતાં વધારે શ્રેષ્ટ જણાય છે; તો પછી બધાએ તેનો સ્વિકાર કેમ ન કરી શકે ?

**ગુરૂ**—ભાઈ એજ તો મુખ્ય સંસ્કારની જરૂર બતાવે છે. એટલે પૂર્વજનિત તૈયારી પર આધાર રાખે છે. પૂર્વે ઘણા જન્મો સુધી નિષ્કામ સંત ભકત, પરમાત્માની સેવા જેની થયેલી છે, તે આ જન્મમાં આ જ્ઞાન નિષ્ટાનેજ ઉપાડે છે. અને બાકીનાને કર્મ નિષ્ટાથીજ નભાવવું પડે છે. દાખલા તરી-કે–આપણી પાસે પાસે પૈસા થોડા છે. તેટલા પૈસામાં મુંબ-ઈની મુસાફરી કરવી હોય તો, ફર્સ્ટ કલાસમાં બેસવાનું મન થાય તોપણ તે આપણી પાસે જેટલા પૈસા છે તેટલુંજ ભાડુ ફર્સ્ટ કલાસનું પડતું હોય તો તે માણસ શું કરે ! અગર તો નાનું બાળક હોય અને તે સ્તન પાન કરતું હોય તેવા બાળક આગળ દિવ્ય પકવાન્ન મુકે તો તેથી બાળ-કને શું ફાયદો ! અર્થાત જે સ્થિતિ છે તેમાંજ તેને પડી રહેવું પડે છે. એ. ન્યાય છે.

**ઈતિશ્રી ધ્યાનયોગે પુર્વાર્ધે શ્રી ભ૦ ગી. ભા. સમંત્તે ગુરૂ શિષ્ય સંવાદે ભાવયુક્ત નિષ્ટાનિર્ણયંન્નામ તૃતિયોધ્યાયઃ ॥ ૩ ॥**

---

## અધ્યાય ૪ થો.

---

### ધ્યાન કેવા પ્રકારે કરવું.

**શિષ્ય**—મહારાજ ! હવે હું સમજયો કે પ્રભુને ધ્યાનમાં લાવવા માટે શું શું અડચણો આવે છે, પણ તે અડચણો ઈશ્વર કૃપાથી; તમો સંતના અનુગ્રહથી ન આવે

એ પણ સમજ્યો. હવે ધ્યાન કરવાની મૂર્ત્તિનું ધ્યાન કેવી રીતે કરવું! એ બદલ કંઇ નિયમ હોય તો તે સમજાવો.

**ગુરૂ**—વાહ! ઉત્તમ છે. દેવતાઓના રૂપનું અને શરીર આકૃતિનું વર્ણન ઠેર ઠેર પુસ્તકોમાં છે. કથામાં સાંભળ્યું હોય છે. તેમ તેના ચિત્રો પણ જોયેલા હોય છે. ફોટો પણ બજારમાં મળે છે. તો તે પૈકી જે દેવતાપર આપણી પ્રિતી હોય તે દેવતાનું તેના સ્થુળ સ્વરૂપનું તે પ્રમાણે ધ્યાન કરવું.

**શિષ્ય**—મહારાજ! ક્ષમા કરો. હું કેવળ અજ્ઞાન છું. મારા મનની પૂર્ણ શાંતિ આપ કરવા સમર્થ છો. માટે પુછું છું કે; ફોટો જુદી જુદી રીતના હોય છે. જેમકે, શ્રી કૃષ્ણના ફોટોમાં મુરલીધર, તેમાં કંદબ વૃક્ષ તળે તો કોઈ ગાય સાથે, કાન ગોપી, રાધા કૃષ્ણ, યશોદા ને કૃષ્ણ, ઘુંટણ કાઢતાં કૃષ્ણ, એવા અનેક પ્રકારના ફોટો મળે છે. વળી શ્રીદત્તના ફોટોમાં પણ, કોઈ ઠેકાણે કુત્રાં, તો કોઇ ઠેકાણે ગાયો, એવી એવી રીતે જુદા જુદા ફોટોપરથી કયું ધ્યાન કરવું? તે કહો.

**ગુરૂ**—ભાઈ સર્વત્ર ઠેકાણે કૃષ્ણ તો છેજ, તેમ દત્ત પણ છે જ. પરંતુ એ તો જ્ઞાનનો વિષય છે. હવે ધ્યાન માટે મળતા ફોટોમાંથી જે ધ્યાન એટલે જે પ્રકારનો ફોટો, આપણા મનને પ્રિયકર લાગે, તેજ ગ્રહણ કરવો. અને એકવાર ગ્રહણ કર્યાં પછી, તે રૂપ કે આકારના ધ્યાન શિવાય તેમનાજ બીજા પ્રકારના મળતા ફોટોનું ધ્યાન કરવું નહીં.

**શિષ્ય**—મહારાજ! બીજા ફોટોનું ધ્યાન કરીએ તો શું પાપ લાગશે!

ગુરૂ—અરે મૂખ! પાપ તો પ્રભુ દર્શનમાં હોયજ ક્યાંથી? પરંતુ જે ધ્યાન અભ્યાસથી-પ્રયાસથી સ્થિત કર્યું હોય તે અચલ ન થાય; અને તે અચલ થતાં અગાઉ જો બીજા ધ્યાનમાં ચિત્ત પરોવાયું તો તે નવિન ધ્યાન પાછું જલદી સ્થિત ન થાય, એમ કરવામાં માત્ર કાલ વ્યતિત થાય, અને કૃત કાર્ય થાય નહીં. મન સ્વભાવિક રીતે ચંચલ છે, તેને વૈરાગ્ય અને અભ્યાસના બળ વડે સ્થિત કરવું પડે છે. અને તે સ્થિત થાય એટલે તમારી ધારણા પ્રમાણેની વસ્તુને તમારી ભાસ્યતામાં-નજરમાં લાવીને મુકે છે. એ મનનો ધર્મ છે. માટે આજ એક, કાલે બીજું, અગર થોડા દિવસ પછી ત્રીજું, એમ કરવામાં કોઇપણ તરેહનું એક ધ્યાન સ્થિત થતું નથી.

શિષ્ય—મહારાજ! એતો હું સમજ્યો. પણ હવે મને કહો કે ધ્યાનમાં લાવવાની મૂર્ત્તિ કેવડી હોવી જોઇએ?

ગુરૂ—શાસ્રનો એવો નિયમ છે કે, આઠ વર્ષથી ૧૨ સુધી પૌંડ્રાવસ્થા ગણાય છે. ને તે પહેલા કુમારાવસ્થા ગણાય છે. સાધારણ રીતે અષ્ટવર્ષાત્મક મૂર્ત્તિનું ધ્યાન કલ્પવું એ વધારે સારૂં છે.

શિષ્ય—ત્યારે મહારાજ! ઘુંટણીયા કાઢતા કૃષ્ણની જો અંતરમાં પ્રિતી હોય તો, પછી આઠ વર્ષનું બાળક કંઇ ઘુંટણીઆ કાઢતું ન હોય! ત્યારે તે અવસ્થાનું ધ્યાન ન કરવું; એમ આપશ્રીનો અભિપ્રાય જણાય છે.

ગુરૂ—ના તેવો અભિપ્રાય નથી. તે અવસ્થાનું પણ શ્રીકૃષ્ણનું ધ્યાન થઇ શકે, શ્રીકૃષ્ણ શિવાય બીજી મૂર્ત્તિનું તેવું ધ્યાન કરવા આધાર જડતો નથી.

શિષ્ય—મહારાજ! એ ઘુંટણીયા કાઢતાં પ્રભુનું ધ્યાન કરવામાં ઇચ્છીત ફળ, તે ધ્યાન કેવી રીતે આપી શકશે!

ગુરૂ—ભાઈ હજુ તારામાં સમ્યક્બુદ્ધિ કે સમ્યક્ ભાવ જણાતો નથી. પરમાત્માની સત્તાનો તારા હૃદયમાં કંઈજ પ્રકાશ પડયો નથી. અરે કર્તું અકર્તું અન્યથા કર્તું એવી શક્તિ જેનામાં છે, તે સાક્ષાત ષડગુણૈશ્વર્ય, ચિદાનંદ એવા પ્રભુ શું ન કરી શકે! લીલા વિગ્રહી દેહ ધારણ કરી લીલા બતાવી, પણ તેમની સત્તા કે કૃપા એ કંઇ ઘુંટણી આ કાઢતી નથી. એતો અનુસ્યુત જેમની તેમ કાયમ છે. માટે આ શંકા નિરર્થક છે. એક અગ્નિના તનખામાં અને મોટા અગ્નિમાં દાહક શક્તિ તો છેજને!

શિષ્ય—મહારાજ ! ઘુંટણીયા કાઢતા શ્રીકૃષ્ણ પ્રભુએ કોઇને કંઇ સાક્ષાત્કાર કરાવ્યાનું કે કર્યાનું મારા સાંભળવામાં નથી. આપશ્રીને કંઈ ખબર હોય તો કહેવા કૃપા કરશો.

### દષ્ટાંત

ગુરૂ—સાંભળ. ભાઇ એક બ્રાહ્મણે કોઇ સત્પુરૂષને એવો પ્રશ્ન કર્યો કે, મહારાજ મારે તો પ્રભુ હાજરા હજુર અને નજરો નજર જોવા છે. તે પરથી તે માહાત્માએ કહ્યું કે, જો તેમ તારી ઈચ્છા હોય તો, વ્રજમાં જા ત્યાં ગોકુળ

કરી એક ગામડા ગામમાં નંદને ઘેર પ્રભુ છે. ત્યાં જઈને જોઈ આવ. આ વચન પર તે બ્રાહ્મણે અવિચળ શ્રદ્ધા રાખી અને તે બ્રાહ્મણ ગોકુળમાં નંદને ત્યાં આવ્યો. પ્રભુ આંગણે ઘુંટણીયા કાઢી ખેલતાજ હતા. બ્રાહ્મણે ઘરમાં જઈ પોટલું મુકયું. નંદની રાણી શ્રી યશોદામાતાએ કોઈ અતિથી આવ્યાનું જોઈ તેમનું સન્માન કરી ભોજનાદી માટે વિનંતી કરી. ત્યારે પેલા બ્રાહ્મણે કહ્યું માતુશ્રી ! મારે તો કશાય-નીએ અપેક્ષા નથી. તારા ઘરમાં પ્રત્યક્ષ દેવ છે તેના મને દર્શન કરાવો. એટલે હું કૃતાર્થ થયો.

યશોદાજીએ મનમાં વિચાર્યું કે, આજ સુધીના આવ-નાર અતિથીઓએ, અભ્યાગતોએ, કોઈએ અન્ન, તો કોઇએ દ્રવ્ય માગ્યું છે. પણ આતો મારા ઘરમાંના તે દેવલાનાજ દર્શન કરવા માગે છે. શું આશ્ચર્ય છે ! આવી બ્રાહ્મણની નૈરાશ્યતા, જોઇ યશોદાજીએ કહ્યું, મહારાજ ! આપ ભોજન તો લ્યો, હું દર્શન કરાવું છું. જેથી આ બ્રાહ્મણે પોતાનું સ્નાન સંધ્યાવંદનાદિ કૃત્ય અટોપી ભોજન કર્યું, અને પછી યશોદાજીને વિનંતી કરી કે, હવે તમારા ત્યાંના દેવના દર્શન કૃપા કરીને કરાવો.

યશોદાજીએ ઘરમાં જઈ એક થાળમાં પોતાના ઘરની સેવામાંનાં **ચાંદી સોનાના ત્રાંબા પિત્તળના પત્થરના** એવા બધા દેવો મૂકીને, મહારાજ આગળ ધર્યા, અને કહ્યું મહારાજ ! આ બધા દેવલા હું લાવી છું. હવે મારા ઘરમાં એક દેવ મેં ચોરીને રાખ્યો નથી.

બ્રાહ્મણે કહ્યું. માજી આવા તો મારી સાથે મારી પણ

પુજામાં છે. અને ઠેરઠેર એને ઘેરેઘેર હું આવાં દેવલાં જોઉં છું. મારે તો પ્રત્યક્ષ દેવ તારા ઘરમાં છે એવું મેં કોઇ મહાત્માની કૃપાપ્રસાદીથી જાણ્યું છે. અને દક્ષિણ દેશમાંથી મહાન્ કષ્ટ કરી અહીં આવ્યો છું. પણ મારૂં કમનસીબ કે, મને તમો દર્શન કરાવતા નથી.

**યશોદા**—મહારાજ! આપ મનમાં કોઇ રીતની કલ્પના કરશો નહીં. હું જરા પણ ખોટું બોલતી નથી. મારા ઘરમાં દેવ નથી. જે છે તે આટલાજ છે. પ્રત્યક્ષ દેવ કયાંથી લાવું! એતો આખા જગતમાં ભર્યો છે, કે કાંતો ભક્તો, યોગીયોના હૃદયમાં છે, કે વૈકુંઠમાં હશે? માટે આપને જે મહાત્માએ અહીં મોકલ્યા હોય તેમનીજ પાસે પાછા જાઓ, અને તે તમારી પર કૃપા કરે તોજ સત્ય દેવનો પત્તો લાગશે. આવા વચન સાંભળી બ્રાહ્મણ ઘણો નિરાશ થઈ ગયો, અને ત્યાંથી પોટલું ઉપાડી હવે શું કરવું! હિમાલયમાં જવું! કે જંગલમાં જવું! એવી કલ્પનાના અનેક હુમલા તળે દબાતો, કચડાતો, ખમચાતો, અશ્રુપાત કરતો, દીનવદનયુક્ત થઇ ચાલવા લાગ્યો.

પ્રભુ તો દીન દયાળ છે, ભક્ત વત્સલ છે, કૃપાધન છે. આતો આ બ્રાહ્મણની અચલ શ્રદ્ધા, સંત વચન પરનો દ્રઢ વિશ્વાસ, અને તેની માનસિક સ્થિતિ; અંતરની પ્રિતિ; અને તેનો અધિકાર જાણી શ્રીકૃષ્ણે દ્રવિભૂત થઈ કૃપા કટાક્ષથી તેની પાછળ પાછળ ડેલી સુધી ઘુંટણીઆ કાઢી જવા માંડયું, અને પછી બાળ ભાષામાં-કાલી ભાષામાં બોલવા માંડયું.

**બાળકૃષ્ણ**—મહારાજ ! મહારાજ ! પાછા આવો.

**બ્રાહ્મણ**—વિચાર કરે છે કે, અત્રે કોઈ નથી. મને કોણ બોલાવે છે? જોયું તો આ એક સુંદર અને દેદિપ્ય-માન બાળકને જોઇ વિચાર્યું કે શું આ બાળક બોલાવે છે? એમ સમજી પુછયું હે બાળક? તું મને બોલાવે છે?

**બાળકૃષ્ણ**—હા હા મહારાજ ! તમે કયાંથી આવ્યા ?

**બ્રાહ્મણ**—દક્ષિણ દેશમાં દ્રવિડ દેશમાંથી આવ્યો !

**બાળકૃષ્ણ**—ત્યાં કયાંથી આવ્યા !

**બ્રાહ્મણ**—થોડાક વર્ષપર કાશી ક્ષેત્રમાંથી વડીલો ત્યાં આવ્યા ?

**બાળકૃષ્ણ**—કાશી ક્ષેત્રમાં કયાંથી આવ્યા ?

**બ્રાહ્મણ**—(**મનમાં વિચાર કરવા લાગ્યો કે આ છે બાળક અને પ્રશ્નો મર્મભેદક છે. માટે કંઇ આ બાળકમાંજ ચમત્કાર છે. એમ ભાવીને**) ભાઈ ત્યાં મારા પિતાના વિર્યમાંથી, માતાના ઉદરે થઈને આવ્યો.

**બાળકૃષ્ણ**—પિતાના વિર્યમાં કયાંથી આવ્યા !

(ઘણો ચકિત થઈને)

**બ્રાહ્મણ**—વરસાદમાંથી !

**બાળકૃષ્ણ**—વરસાદમાં કયાંથી આવ્યા ?

**બ્રાહ્મણ**—(મનમાં સંતુષ્ટ થઈને, પ્રભુના પ્રભાવમાં મોહિત થઈને) આકાશમાંથી.

**બાળકૃષ્ણ**—આકાશમાં કયાંથી આવ્યા ?

**બ્રાહ્મણ**—કર્મમાંથી

**બાળકૃષ્ણ**—કર્મમાં કયાંથી આવ્યા !

**બ્રાહ્મણ**—(કંઈજ વિચાર ન ચાલતાં મતિમંદ થયો) પ્રભુ! મને હવે ખબર પડતી નથી. કે હું કયાંથી આવ્યો!

**બાળકૃષ્ણ**—તમે કોણ છો.

**બ્રાહ્મણ**—(આ બધા અધ્યાત્મિક પ્રશ્નોથી અને તે પણ વિદ્વાન હોવાથી) હું કોણ અને કયાંથી આવ્યો એજ મહા મુશ્કેલની વાત થઈ પડી છે. અને તેજ જાણવાની ઈચ્છા છે. અને હું અત્રે નંદને ત્યાં પ્રત્યક્ષ પ્રભુ જોવાને આવ્યો હતો.

**બાળકૃષ્ણ**—જો ત્યારે તું આંખ મીચી દે. તને શું દેખાય છે તે જો.

**બ્રાહ્મણ**—વિશ્વાસથી આંખ મીચી કે સ્તબ્ધજ થઈ ગયો. તેને આત્મસ્વરૂપના દર્શન થયાં. દશે દિશાઓ કયાં છે. તે પણ ભાન રહ્યું નહીં. સર્વત્ર એકજ પરમાત્મા ભર્યો છે. હું પોતે આત્મરૂપ છું. મારૂજ રૂપ **શંખ ચક્ર ગદા પદ્મધારી છે** એવી આનંદની સ્વાત્માનુંભવની સમાધિમાં તે સ્થિત થયો. કેટલીક વારે સમાધિમાંથી જાગૃત થયો. તો જે બાળક ઘુંટણીયા કાઢતું જોયું તેનેજ તેવા આયુધો સહ વનમાલા વિભુષિત જોવા લાગ્યો. વળી ક્ષણમાં બાળક અને ક્ષણમાં ચતુર્ભુજ રૂપ જોઈ તેની ખાત્રી થઈ કે, નંદને ઘેર જે પ્રત્યક્ષ દેવ છે તે આજ છે) પછી કહેવા લાગ્યો મહારાજ! ભકત વસત્લપ્રભુ ! અત્યંત કૃપા કરી હું તમને અનન્ય શરણ છું. એમ કહી પછી તે આત્મસુખ ભોગવતો વિચરવા લાગ્યો.

**શિષ્ય**—વાહ પ્રભુ વાહ! તમે તો મુજપર ઘણીજ દયા કરી, હવે મને કંઇ પણ સંશય રહ્યો નથી. પણ મહા-

રાજ ધ્યાન કરવું તે મૂર્ત્તિને ઉભી કલ્પવી કે બેઠેલી કલ્પવી! એ શંકાનું નિવારણ કરો.

ગુરૂ—ભાઈ આપણી ઈચ્છાનુસાર કરવું. ઉતમ પ્રકારના રત્ન મંડિત સિંહાસન પર, કાંતો ઉભી કે કાંતો બેઠી મૂર્ત્તિનું ધ્યાન કરવું. અને આપણે મનોમય રીતે સામે હાથ જોડી ઊભા છીએ એવી ભાવના રાખવી.

શિષ્ય—મહારાજ! ધ્યાન ફક્ત મોંનુંજ કરવું કે સર્વાંગનું કરવું! એ માટે કંઈ નિયમ છે!

ગુરૂ—હા, પ્રભુના ચરણ કમલથી જોતાં જોતાં મુખ કમલ સુધી જવું. અને ચરણથી માંડીને મસ્તક સુધીના પ્રત્યેક અંગ ઊપાંગનું બરાબર રીતે લક્ષ પૂર્વક મનોમય અવલોકન કરવું. એમ પુરૂં ધ્યાન થાય એટલે સમગ્ર મૂર્ત્તિનું ધ્યાન ચાલુ રાખવું.

શિષ્ય—મહારાજ તે અંગ ઉપાંગનું વર્ણન કહો તો ઠીક, અને વસ્ત્રાભૂષણ સાથે ધ્યાન કરવું કે કેમ! તે પણ કહેવા કૃપા કરશો.

ગુરૂ—ભાઈ આગળ ઉત્તર પક્ષમાં વાસુદેવ સ્વરૂપના ધ્યાનમાં આ માટે વિસ્તાર પૂર્વક કહીશું અને હાલ તો તમારી સગુણ મૂર્ત્તિને તમે ગમે તેવી રીતે ભાવના પ્રમાણે ગમે તેવા અલંકારોથી જોવા ઈચ્છો તો તે સઘળું તમારી મરજીપર છે. અને અખુટ છે. જે જે રત્નો કે અલંકારો મનોમય સૃષ્ટિમાં તું પેદા કરવા ધારે તે બધુંએ તું કરી શકે છે. પછી ખામી શા માટે રાખવી?

શિષ્ય—મૂર્ત્તિ અષ્ટવર્ષની કહી તેમાં દુનિયામાં કેટલાક ઠીંગણા છે તો કેટલાક ઉંચા છે. કેટલાક જાડા-સ્થુલ

શરીરના છે, અને કેટલાક હાડકાનું હાડપિંજર જણાય તેવા પણ છે. મોટા અને બાળકોમાં પણ આવી સ્થિતિ જોવામાં આવે છે. તો પછી આ ધ્યાનમૂર્ત્તિ ઠીંગણી કે ઉંચી કેવી કલ્પવી? એટલી શંકા છે. તો તેને આપ જેમ મદોન્મત્ત હાથીનું ગંડ સ્થળ વિદારણ કરવાને કેશરી- સિંહ બળવાન છે. તેમ આપ આ ઉન્મત્ત જીવોના સંશયો ભાગવામાં નરકેસરી છો માટે આપને યાચના કરૂં છું.

ગુરૂ—પ્રિય શિષ્ય ! આ બધુંએ વાસુદેવના ધ્યાન વખતે કહેવા ઇચ્છા હતી, અને ફરી પુનરૂકિત પણ કરવી પડશે તથાપી તારી પ્રાંજલ ભાવનાને લઇને હાલ પણ કહું છું. સાંભળ મૂર્ત્તિ સકુમાર અને સુહાસ્ય વદનવાળી કલ્પવી. બહું ઉંચી નહીં બહુ ઠીંગણી નહીં, બહુ જાડી નહીં બહુ પાતળી નહીં, પ્રમાણમાં શોભે તેવાજ અવયવો કલ્પવા. મતલબ શરીરનો ઠાઠમાઠ બધો તે તે વયના પ્રસંગને શોભે તેવો આપણને આનંદ આપે તેવો ધ્યાનમાં લાવવો.

ઇતીશ્રી ધ્યાનયોગના પૂર્વાર્ધનો ઇષ્ટદેવ ધ્યાનમાં ન આવવાના કારણનો ત્રીજો અધ્યાય સમાપ્ત થયો ॥૩॥

---

## અધ્યાય ૪ થો.

---

### ધ્યાન કરવાનું ઠેકાણું.

શિષ્ય—મહારાજ ! ધ્યાન કઇ જગ્યોએ કરવું !

ગુરૂ—ભાઈ આ તારા પ્રશ્નમાં બે વાતો સમાય છે,

એક તો પ્રભુને કયે ઠેકાણે જોવા ? એટલે ધ્યાન કરનારે કયે ઠેકાણે ધ્યાન કરવા બેસવું ! અને બીજું શરીરમાં કે બહાર કયાં જોવા ! આવા બે પ્રસંગો છે. માટે તું કયા પ્રસંગને લઈને પુછે છે? તે સમજાતું નથી.

શિષ્ય—મહારાજ ! મેં તો પ્રભુનું ધ્યાન કરવું ! એટલે ધ્યાન કરવા સારૂ કયા સ્થળે બેસવું ! એવા ઉદ્દેશથી શંકા કરેલી પણ હવે કૃપા કરી બંન્ને બાબતો આપે કહી તો, તે બંન્ને વિષે આપ મને કહો. કારણ કેટલાક કહે છે કે ધ્યાન હૃદયમાં કરવું, એટલે છાતી પર નજર રાખી કરવું. કેટલાક કહે છે કે પેટ પર કરવું, કેટલાક કહે છે કે માથામાં કરવું. કેટલાક કહે છે કે આપણા નેત્રમાં કરવું. અને વળી એવી સાક્ષી પણ પુરે છે કે, અમે તેમ કરીએ છીએ અને અમોને તો દર્શન થાય છે, ત્યારે આમાં શું ખરૂં ! એ મારે જાણવાની ઇચ્છા પણ થઇ છે. હવે તે રીત અને ધ્યાન કર્તાએ કયાં બેશીને ધ્યાન કરવું ? તે પણ કૃપા કરી કહો.

ગુરૂ—હે ભાગ્યશાલી શિષ્ય! સાંભળ તારા આ પ્રશ્નથી હું ઘણોજ પ્રસન્ન થયો છું, પ્રથમ તો ધ્યાનમાં લાવવાની ધ્યેય મૂર્ત્તિને કયે સ્થળે ધ્યાવી તે તને કહુ છું ખરૂં ધ્યાન, એટલે નિર્ગુણધ્યાન, આપણે આપણા સ્વરૂપનું ધ્યાન કરવું તેજ, અને એ ધ્યાન તો હૃદયમાંજ થાય છે. પણ જે હૃદય છાતીના ડાબે પડખે જેને ઇંગ્રેજીમાં હાર્ટ કહે છે તે હૃદય નથી. એ હૃદય એટલે શું ! તે જાણવાની તારી ઈચ્છા થઈ છે. એમ તારી આકૃતિ પરથી જણાય છે.

પરંતુ તે વાત તો યથાર્થ રીતે ઉત્તર પક્ષમાં કહીશું હાલ તો પૂર્વ પક્ષ ચાલે છે. સગુણ ધ્યાનની વાત છે તેથી તેટલાજ પુરતું તને કહું છું. છાતીપર, પેટપર, આંખમાં, અગર શરીરના કોઈ પણ ભાગમાં કે ભાગ ઊપર કરવાનું નથી. ને તે જો કોઈ કહેતું હોય તો તે બધુંએ અપભ્રંશ છે—ભ્રમ છે. માટે તેમ કરવાનું નથી. અને કદાચ કોઈ કરતું હોય અને તેને કંઇ ભાસ થાય તો તે પણ ભ્રામકજ સમજવો. પણ ખરી રીતે આપણા સન્મુખ એટલે સામેજ ધ્યેય મૂર્ત્તિને સુંદર સિંહાસનપર બેસાડી આપણે ધ્યેયમૂર્ત્તિને ધ્યાવી એજ ખરૂં છે.

હવે ધ્યાન કરનારે કઇ જગ્યામાં બેસીને ધ્યાન કરવું તે સાંભળ. જ્યાં મનને સ્થિર કરી શકાય એવી જગ્યો, પછી ઘરમાં કે બહાર જ્યાં હોય ત્યાં, પણ આજુબાજુ ગડબડ ન હોય કે જેથી આપણી વૃત્તિ તેમાં દોરાય! એવી શાંત જગ્યોએ બેસીને મનની એકાગ્રતા કરવી. જે પ્રમાણે દીવાને પવન લાગવાથી તેની જયોતી ડગમગે છે. તે સ્થિર રાખવાને વગર પવનનીજ જગ્યોએ દીવાને રાખવો પડે છે તેમ આ ચંચલ મનને બહારની ઉપાધીમાંથી ખેંચી એકાગ્ર કરવામાં શાંતતાવાળી જગ્યો હોય તો તે મદદરૂપ થઇ મનની સ્થિરતાનું કાર્ય જલદી સફળ કરે છે.

**શિષ્ય**—મહારાજ એ ધ્યાન તો ઘરમાં કરવું હોય અને ઘર નાનું હોય, છૈયાં છોકરાં વધારે હોય, ત્યાં શાંતતા કેવી રીતે મળી શકે!

**ગુરૂ**—ભાઈ આખા ૨૪ કલાકમાંથી એવો વખત ન

મળે એમ કેમ માની શકાય ! જ્યારે વખત મળે ત્યારે તે પ્રમાણે કરવું,

શિષ્ય—મહારાજ ! વખત તો રાત્રે બધાએ સુતા પછી અને ઊઠતાં પહેલાં મળે. પણ, રાત્રે શું પથારીમાં બેસીને ધ્યાન થાય મહારાજ ! ત્યાં તો સ્નાન કરવું પડે સોળામાં રહેવું પડે, આસન પણ વિધીયુક્ત માંડવું પડે, આવી મુશ્કેલીયોથી વખત કયાં છે !

ગુરૂ—અરે શિષ્ય ! આવાજ વિષાદમાં આ જીવો આળસુ પ્રમાદી બની પોતાનો ઊધ્ધાર કે ઊર્ધ્વગતિ કરી લેવામાં પાછા પડે છે. પરમાર્થ સાધનભૂત પુરૂષોએતો સાક્ષેપતા, દક્ષતા, સાવધપણું અને તત્પરતાજ રાખવી જોઇએ. એવા કાર્યકુશળ પુરૂષો ૨૪ કલાકમાં બે ઘડી મોડા સુવે અને ૨ ઘડી વહેલા ઊઠે અને પોતાનું કાર્ય સિદ્ધ કરી લે છે.

શિષ્ય—મહારાજ ! પણ મારી શંકા તો રહી જ, કારણ સ્નાન અને શુચિપણું, આસન, એ બધાનો ખુલાસો ન થયો, અને વળી પથારીમાં અશુચી સ્થિતિમાં કેમ કરી શકાય! એ મુંઝવણ તો રહી તો કૃપા કરી દુર કરો. અમો ગ્રહસ્થાશ્રમી પુરૂષોને હજાર જાતની પંચાત હોય છે. આપ સર્વજ્ઞ છો તો કૃપા કરી નિઃસંદેહ કરો એવી મારી નમ્ર પ્રાર્થના છે.

ગુરૂ—ભાઈ તેં તો મને સંકટમાં નાંખ્યા જેવું કર્યું કારણ અહીંઆ મને થોડાક સાંખ્યનો-વેદાંતનો આશ્રય લેવો પડશે. વેદાંત અને કર્મને પરસ્પર વિરોધાભાસ છે. ખરી રીતે વિરોધ નથી, પરંતુ અજ્ઞાની જીવ કર્મકુશળતામાં પ્રવિણ થઈ,

કર્મઠ બની જે કર્મકંદ બનેલા છે, તેઓ મારૂં યથાર્થ કહેવું પણ ફંગોટી દેશે; કારણ તેમનામાં કર્માભિમાન રહેલો હોય છે. તેઓ સકામ હોય છે તેથી તેવાને રૂચશે નહીં. તથાપી તારા હિતની ખાતર કહેવું પડે છે. ભાઈ આ કાયાજ મૂળમાં અપવિત્ર વસ્તુથી બનેલી છે. એને શુદ્ધ કેવી રીતે કરી શકાય ! કારણ આ કાયામાં જ મળ, મુત્ર ઇત્યાદી અપવિત્ર પદાર્થો ભરેલા છે અને તે વડે જીવન પણ છે. તેને બહારથી પવિત્ર કરનારાઓ ભલે પવિત્ર થયેલી માને ! પણ જ્યાં સુધી અંદર બહાર પવિત્રતા ન થાય ત્યાં સુધી બધુંએ નકામું છે. બહારની પવિત્રતા કર્મોથી થાય છે, અને અંદરની પવિત્રતા **શુદ્ધ આત્મજ્ઞાનથી** થાય છે, અને તે આત્મજ્ઞાન સદ્‌ગુરૂથી પ્રાપ્ત કરી શકાય છે. તે અંદરની પવિત્રતા બદલ ઉત્તરાર્ધમાં કહીશું.

**શિષ્ય**—મહારાજ ! તમારાજ મુખથી ન્યાય થયો કે બહારની પવિત્રતા માટે કર્મની ઉપાસના કરવાની જરૂર છે. અને તે કર્મો શાસ્ત્રવિધીયુક્તજ થવા જોઈએ. અને તે થવામાં અનેક રીતે પ્રતિકુલતા હોય છે. તેથીજ આ પ્રશ્ન સંબંધે આપને ઘણો પરિશ્રમ આપવો પડયો છે.

**ગુરૂ**—ભાઈ! શિષ્યના મનનું સમાધાન કરી તેને નિઃસંશય બનાવવો એજ ખરા ગુરૂનું કર્તવ્ય છે. ગુરૂ ગુરૂત્વના આવેશમાં શિષ્ય પર ગુરકયા કરે–ચિડાય ! અને શિષ્ય બોધ વિના ચડફડિયા મારે એવા ગુરૂ અને એવા શિષ્યમાં સાર શું છે ! માટે હે વત્સ ! જો હું તનેતેમાંનું રહસ્ય સમજાવું છું.

જેમને સકામ કર્મો કરવાનાં છે, કે જેને વૃત, તપ અનુષ્ઠાનમાં ગણી શકાય, તેવાં બધાય કર્મો શાસ્ત્રના નિયમસરજ થવા જોઈએ. જો તેમાં ન્યુન્ય થાય તો તે કર્મ ફળ પ્રાપ્ત થતું નથી. અને જેને નિષ્કામ કર્મ કરવું છે તેને માટે શાસ્ત્રના નિયમો નથી. અને વળી આ ભગવત્ સેવા છે, ભગવત્ ઉપાસના છે, એ તો અહરનિશજ કરવાની છે. તે નિષ્કામજ હોય છે. માટે તેને આસનવિધી; સોળામાં બેસવું, વિગેરે નિયમોની અવશ્યક્તા નથી. છતાં પળાય તો કંઈ નુકસાન નથી. અધિકસ્ય અધિકંફલં પરંતુ આ ઊપરથી એવી માન્યતા નજ કરવી કે કરવુંજ જોઈએ. અગર એ સર્વ અનુકુળ હોય તો ઇરાદાપૂર્વક તેનો ત્યાગ કરવો એવું પણ સમજીશ નહીં.

શિષ્ય—મહારાજ! ભગવાનને મળવું, ભગવાન જોવા એ પણ કામના તો ખરીજને? પછી એ નિષ્કામ કેમ કહેવાય!

ગુરૂ—વાહ વાહ!! હજું તું ભગવાનને મળવામાં કામના સમજે છે? અરે આપણે આપણા માત પિતાના દર્શન કરવા એ શું કામના છે! ના નહીં એતો ઈતિ-કર્તવ્ય છે. ફરજ છે. જો તેમ ન કરીએ તો પ્રભુના ગુન્હે-ગાર છીએ, અને કદાચ તું કામના લેખે તો, તે કેવળ સત્વ ગુણી કામના છે. એટલે સત્વગુણ હંમેશા ઊર્ધ્વગતિમાં ઉન્નતિમાં લઈ જાય છે, તે અધોગતિમાં કે અવનતિમાં લઈ જતો નથી.

શિષ્ય—મહારાજ હવે હું બરાબર સમજયો પણ

એક વળી શંકા ઉત્પન્ન થઇ કે, જ્યારે નિષ્કામજ છે તો પછી બુદ્ધિપૂર્વક આસન વિધી વીગેરે અનુકુળ વાતોની અપેક્ષા શી! આમાં કંઇ સકામપણું નથી.

ગુરૂ—હા ભાઈ એ નિષ્કામ છે. માટે તારી પૂર્વોક્ત શંકાના સમાધાનાર્થે સ્પષ્ટ કહું છુ કે એ ધ્યાન આવતાં જતાં, ઊઠતાં બેસતાં; સુતા રતિસુખ વખતે, આપતા, લેતા, ખાતા, પીતા, બોલતાં ચાલતાં, બધે ઠેકાણે અને ત્રણે અવસ્થામાં કાયમ રહેવું જોઈએ. પણ તે દશા અભ્યાસ વિના પ્રાપ્ત થતી નથી. પણ થોડો કાલ અમુક એક ટાઈમે મનની એકાગ્રતા કરી પ્રભુના દર્શન કરવા. પછી તમારા નેત્ર એવાં તો ટેવાઇ જશે કે; સંસાર વ્યહવારનું કામ કરતાં જરાક એક ક્ષણ તમે આંખ મીંચી કે પ્રભુ દર્શન કાયમ છે, ને આંખ ઊઘાડી કે વિશ્વ દર્શન કાયમ છે. આ સ્થિતિ પ્રાપ્ત કરી શકાય છે.

શિષ્ય—મહારાજ ત્યારે આમાં સકામતા તો નથીજ.

ગુરૂ—**ના ના તેમ નથી.** આમાં રજોગુણી જીવોની સકામતા હોય છે, અને તેઓ સકામવૃત્તિથી ધ્યાન-ધારણા કરે છે.

શિષ્ય—એ સકામતા તે શું!

ગુરૂ—પ્રભુની પાસેથી સિધ્ધી માગી લેવી ત્રિકાળ-દર્શી બનવું. બીજાને વર આપે તો તે ફળે ઈત્યાદી વાસ-નાઓ મનમાં રાખી પ્રભુનું ધ્યાન કરે, તે બધાએ કામી સમજવા. શ્રી૦ ભા૦ એકાદશ સ્કંધના ચૌદમા અધ્યાયમાં શ્રીકૃષ્ણ ભગવાને ઉધ્ધવને કહેલ છે કે, મારૂ ધ્યાન અમુક

રીતે અમુક દિશાભણી મોં કરી કરવામાં આવે તો તે અમુક પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત કરી શકે છે.

શિષ્ય—મહારાજ ! એવી સિદ્ધિઓ કેટલી છે?

ગુરૂ—કેમ તું પણ લલચાયો કે શું!

શિષ્ય—ના ના મહારાજ, ફક્ત જાણવા ખાતર જ. ઈચ્છા ન હોયતો ખાસ કહેવા આગ્રહ નથી.

ગુરૂ—સિદ્ધિઓ ૧૮ પ્રકારની છે. તેમાં ૮ મહા સિદ્ધિઓ છે, અને ૧૦ ક્ષુદ્ર—હલકી સિદ્ધિઓ છે. તે પૈકી સકામ પુરૂષોને દશ સિદ્ધિમાંનીજ એક અગર અનેક મળે છે. પણ આઠ મહા સિદ્ધિઓ છે, તે તો પ્રભુની જ પાસે રહે છે. અને તે આત્માનુભવીઓની પાસે દાસી રૂપે હાજર રહે છે પણ તે નૈરાશી જ્ઞાની ભક્ત તેની પરવા કરતો નથી. સિદ્ધિઓનું વર્ણન કરવાથી પ્રજા મોહ મયી મદિરા પીઈને ઉન્મત્ત બનેલી છે—અને તેમાં વધારો કરવા જેવું થાય માટે કહેવાની ઇચ્છા નથી.

શિષ્ય—ભલે મહારાજ ! મને તો તે સાંભળવાની પણ ઈચ્છા નથી. પરંતુ આઠ સિદ્ધિઓ તે કોઈને મળે છે કે કેમ ! એટલું સેહેજ જાણવા માગુ છું

ગુરૂ—જે પરબ્રહ્મ રૂપ આત્મનિષ્ટ પુરૂષો પરમાત્મા હૃદસ્થ વાસુદેવ ભગવાન સાથે તાદાત્મ્ય થયેલા, તદ્રુપ બનેલા, એવાની સામે તે આઠે સિદ્ધિઓ હાથ જોડી હાજર રહે છે. કારણ તેમનામાં, અને પરમાત્મામાં કંઇ ફેર ન હોવાથી; તેવા આત્મસાક્ષાત્કારી અંતરનિષ્ટ. ભકતો આગળ તે દાસી રૂપે હાજર રહે છે.

શિષ્ય—બરાબર મહારાજ સમજ્યો. એવા મહાન્ પુરૂષ પોતાની અલૌકીક શકિત વડે જગતપર છાપ પાડે છે તે આ સિદ્ધિ વડેજ ને!

ગુરૂ—અરે મૂર્ખ-તેં તો ભેંશ આગળ ભાગવત વાંચ્યા જેવુ કર્યું.

શિષ્ય—જરા ગભરાઇને! હેં મહારાજ! મારો અપરાધ હોય તો ક્ષમા કરો. મેં તો સેહેજ જાણે અજાણે પુછયું છે.

ગુરૂ—ભાઇ! ગભરાતોમાં. એમાં ગુસ્સો ન જ હોય. પરંતુ હજુ તું ઉતરાર્ધની વાતો જાણી શકયો નથી ત્યાં સુધી; આવી શંકાને સ્થાન મળે તેમાં કંઇ નવાઈ નથી. જો આત્મનિષ્ટ અને આત્મસાક્ષાત્કારી પુરૂષ તો કેવળ તિવ્ર વૈરાગ્યવાળા હોય છે, એમને સિદ્ધિની જરૂર નથી. તે સિદ્ધિના સામું જોઈ શકતા નથી. પણ તેમની યોગ્યતા સમજાય તે સારૂં મેં તને સિદ્ધિઓ હાજર હોય છે એમ કહ્યું બાકી આત્મનિષ્ટ પુરૂષોને દ્વૈત એટલે એક પરમાત્મા વગર બીજું કંઇજ દેખાતું નથી.

શિષ્ય—મહારાજ! એવું કંઈ દૃષ્ટાંતથી સમજાવશો તો બરાબર સમજાય.

ગુરૂ—સાંભળ. નામદેવ મહારાજ પ્રભુના આત્મનિષ્ટ ભક્ત હતા, પણ ઘરમાં દરિદ્રતા હતી. પડોશમાં રહેનાર એક ગ્રહસ્થને પારસમણી મળેલ હતો. જેથી તે નિત્ય કોઇ પણ ધાતુને તેનો સ્પર્શ કરાવી તેનું સોનું બનાવી તે પર ભારે તાગડધીન્ના કરતો હતો. એક દિવસે નામદેવ

સંતમેળામાં બહાર ગામ ગયેલા તેવા સમયમાં એક દિવસે નામદેવની બૈરી તે પડોશીની બૈરી પાસે વાતો કરવા ગઇ. ત્યાં આ વિપુલ દ્રવ્ય કયાંથી મેળવ્યું ? એમ નામદેવની બૈરીએ પુછતાં બૈરાંનાં પેટમાં વાત ટકી ન શકે, એ ન્યાયે તે શેઠાણીએ ખરી હકીકત કહી દીધી. જેથી નામદેવની સ્રીએ એક દિવસ માટે તે પારસમણીની માંગણી કરી. શેઠાણીએ વિચાર કર્યો કે, કોઇ ગરીબનું કલ્યાણ થાય તેમાં આપણે સારૂં છે. કંઇ મણી ઘસાઇ જવાનો નથી. તે બોલી બેન ! હું તને આપું પણ તું મને સવારમાં પાછો આપી જજે. અને કોઇને તું આ વાત કરીશ નહીં. નામદેવની બૈરીએ પ્રતિજ્ઞાપૂર્વક શેઠાણીની ખાત્રી કરી આપવાથી તેણે તે મણી આપ્યો.

નામદેવની બૈરીએ આવીને ઘરમાંથી લોખંડના એક બે ખીલાને અડાડી તેનું સોનું કર્યું. અને બજારમાંથી તે દ્રવ્ય વડે ઉત્તમ પ્રકારનું સીધુ–ઘી–ગોળ, ખાંડ ખરીદી લાવી બીજેજ દિવસે નામદેવ આવવાના હોવાથી પ્રભુ નૈવેદ્ય માટે સારાં સારાં ઉત્તમ પકવાન્નો બનાવ્યાં. નામદેવે આવીને જોયું તો, તે વિસ્મિત થયો. પોતાની પત્નિને પુછયું, આજ કયાં વૈષ્ણવ તરફથી આ સામગ્રી આવી છે ! બૈરીએ હાસ્યમુખ કરી કહ્યું ગમે ત્યાંથી આવી હશે ! પણ પ્રભુને આજે સારૂં સારૂં જમાડો.

**નામદેવ**—ના તેમ કેમ બને ! મારે જાણવું જોઇએ કે કયા સેવકે મોકલ્યું છે. ! અને તે સેવકને પ્રસાદ માટે આપણે બોલાવાની તજવીજ ન કરી હોય તો કરવી જોઈએ. તેના વિના પ્રસાદ કેમ લેવાય !

**નામદેવ પત્નિ**—હું ભોજન થયા પછી બધુંએ કહીશ.

**નામદેવ**—ના તેમ નહીજ ચાલે. તું પ્રથમ કહીશ તોજ હું અન્ન ગ્રહણ કરીશ.

**નામદેવ પત્નિ**—પતિરાજ, ! આ કોઇના ઘરનું સીધુ નથી પણ આપ મારો અપરાધ ક્ષમા કરશો ! અને કોઇને કંઇ જાણ કરશોમાં. પડોશના શેઠને ત્યાં પારસમણી છે તે હું ગઈ કાલે માગી લાવી તેનું સુવર્ણ બનાવી તે વેચી આ નૈવેધ્ય સામ્રગ્રી લાવી છું.

**નામદેવ**—( અંતરમાં ઉદાશ થઇને ) ભલે ! તે પારસમણી મને બતાવતો ખરી !

**નામદેવ પત્નિ**—આ લ્યો. એમ કહી નામદેવના હાથમાં આપ્યો. નામદેવ તે પારસમણી હાથમાં લઈ કહે કે હું ચંદ્રભાગામાં સ્નાન કરીને આવુછું એમ કહીને ગયા; ત્યાં જઇ ચંદ્રભાગામાં તે મણી ફેંકી દીધો અને સ્નાન સંધ્યાદિ કરી ઘેર આવ્યા.

**નામદેવ પત્નિ**—(વેહેમમાં પડીને) પેલો મણી કયાં મૂકયો ! લાવો હું પાછો આપી આવું.

**નામદેવ**—એતો મેં ચંદ્રભાગામાં નાંખી દીધોઃ આપણુને એ ઉપાધી શું ! આપણો પારસમણી તો શ્રી વિઠ્ઠલેશજ છે એના શિવાય બીજો મણી તે કયો !

**નામદેવ પત્નિ**—(ગભરાઈને રોયા જેવું કરી) મહારાજ આપે ખરેખાત શું નાંખી દીધો ! આપણે જરૂર નહોતી તો કયાં રાખવો હતો ! પણ હવે માલીકને તો પાછો આપવો જોઈએ તે કયાંથી લાવું !

**નામદેવ**—માલીક માગશે ત્યારે પ્રભુ તેને આપશે.

**નામદેવ પત્નિ**—વાહ ! વાહ ! પ્રભુ તો કયાંએ રહ્યા અને હું શેઠાણી પાસેથી લાવીછુ. તે જો તેને ન મળે તો શેઠાણીને શેઠ મારી નાંખશે. અને મારે ઝેર ખાઈ વગર મોતે મરવું પડશે. એમ કહી તે દીર્ઘસ્વરથી રોવા લાગી.

નામદેવ તેને જ્ઞાનોપદેશ કરવા લાગ્યા; કે અસાર-વસ્તુમાં મોહ શું ! માટે તું રોઇશમાં. પણ તેમની બોલા-ચાલીથી પડોશમાંજ શેઠાણીએ જરા કાન આપી સાંભળતાં તેને લાગ્યું કે આપણા મણી બદલ કંઈ આ વિચિત્ર પ્રસંગ થયો છે. તેથી તે જોવા આવી. તેને જોઇને નામદેવની સ્રીએ મોટેથી રડવા માંડયું. અને એથી શેઠાણી પણ રોવા લાગી. અને તે નામદેવને ગાળો દેવા લાગી. આ રડારોળ સાંભળી શેઠ અને મહેલ્લાના લોકો દોડી આવ્યા. શેઠને, તેની શેઠાણીએ સર્વ વિદિત કર્યું. શેઠે નામદેવને કહ્યું કે, મારો મણી લાવી આપ નહીં તો તારા હાડકાં ભાગીને ચુરો કરીશ.

પણ **" જીસ કે માથે સરજનહાર ઓહી નર કાયકું ડરે ? જેસા કેસરો કેરો કુમાર નિડર બન, બનમે ફીરે"** એ ન્યાયે નામદેવે શાંતિથી ઉત્તર આપ્યો, શેઠ સાહેબ ! શું કામ આકળા થાઓ છો ? તમારો મણી તમને પાછો આપું છું ચાલો મારી સાથે એમ કહી શેઠને ચંદ્રભાગાના કીનારે લઈ ગયો. અને કહ્યું કે, ઉભા રહો હું પાણીમાંથી ખોળીને લાવું છું. એમ કહી ડપકી મારી જય ગીરધારી, જય વિઠ્ઠલેશ; કહી તળીયેથી ખોબો ભરીને કાંકરા લઈ આવ્યો; બહાર કાઢતાં તે બધાએ પારસમણી બની ગયા.

પછી શેઠને કહ્યું કે, ભાઇ તમારો મણી આ બધામાંથી જે હોય તે ઓળખી લ્યો. આમાં તમારો મણી ન હોય તો બધાએ તમે લઇ જાઓ. મારે તો આખી પૃથિવમાં બધે પારસમણીજ ભર્યા છે.

શેઠ વિચારમાં પડયા કે; ઓહો ! શું આ ભગવત્ ભક્તનું મહાત્મ્ય છે ! આ કાંકરા જેના હાથના સ્પર્શથી પારસમણી બની ગયા એવી જેની કાયા તેને પારસમણીની શું કીમંત ! અને આવી વિનાશ વસ્તુમાં હું મોહિત થઈપડયો, જેથી તેને ત્યાં તેજ ક્ષણે વૈરાગ્ય ઉત્પન્ન થયું. અને નામદેવના ચરણમાં લોટી પડયો, અને કહ્યું મહારાજ ! મને કૃતાર્થ કરો. તે પછી તે શેઠ શેઠાણી નામદેવના અનુગ્રહિત થઇ પોતાનો ઉદ્ધાર કરી ઉત્તમ લોક વિષે ગયા.

**શિષ્ય**—(આ દૃષ્ટાંત સાંભળી ચકીત થયો) મહારાજ ! આપે તો આજે કૃપા કરી યથાર્થ અનુગ્રહ કર્યો. મારી ખાત્રી થઈ કે, આત્મનિષ્ટ પુરૂષો કંઈ પણ આશા રાખ્યા વિના નિરાશ બની નિમર્મ થઇ નિષ્કામ થઈ પ્રભુ પરાયણ થાય છે. પણ હવે જરાક શંકા છે તો આજ્ઞા હોય તો પુછું.

**ગુરૂ**—ભલે ! ખુશીથી પુછ.

**શિષ્ય**—મહારાજ ! તુકારામ, નરસી મહેતા કબીર મહારાજ, એકનાથ મહારાજ આદિ જે મહાન સંતો થયાં, તેમણે પણ સિદ્ધિના ઉપયોગ કર્યા એવું મેં કથાઓમાં સાંભળ્યું છે; વધારે તો શું ! પણ આજ નામદેવે ૩ દિવસની મરી ગયેલ ગાયને ઊઠાડી, એ સિદ્ધિ ન કહે-

વાય ! શું આત્મનિષ્ટ પુરૂષો અગર ભગવત્ રૂપ બનેલા પુરૂષો સિદ્ધિનો ઉપયોગ જ કરે !

**ગુરૂ**—ઠીક આપણુ તારો ભ્રમ છે. જેમ ઉંઘમાંથી મનુષ્ય જાગૃત દશામાં આવે તો પણ કંઇક ઊંઘની છાંયા, આળસ, બગાસાં એવી ઉપાધીઓ કાયમ રહે છે તેમ તારી દશા થઇ છે; સાંભળ. સંતોના અવતાર અને ભગવંતના અવતાર, એમાં કંઇ ફેરફાર નથી. ભગવાનની ઇચ્છા નિરંતર પોતાની પ્રજા ને પોતાના સ્વરૂપમાં લાવવાનીજ હોય છે. અને પ્રજા ગુર્ણ કર્મના પ્રવાહમાં પડી. ઉંચી નિચી દશામાં તણાઇને તેવી યોનિમાં આવે છે. અને તેથી તેમને વારંવાર જાગૃત કરવા પરમાત્મા પોતે ન આવતાં પોતાના ઐશ્વર્ય રાહ ભક્તોને મોકલે છે. અરે ! જ્ઞાનેશ્વર તેજ એકનાથ થયા છે. ઊદ્ધવ તેજ નામદેવ, અને નરસીમહેતા થયા છે; શુક મહારાજ તેજ કબીર થયા છે. તેથી તેમની પાસે આ સિદ્ધિઓ હાજરાહજુર હોય છે. પણ તે પોતે પોતાની ઇચ્છાનુસાર દેહ બુદ્ધિથી કે અહંકારથી તેનો ઉપયોગ કરતા નથી.

પરંતુ પરમેશ્વરી ન્યાયને તાબે રહે છે. શ્રી. ભગવત્ ગીતામાં પરમાત્મા કહે છે કે, "**સાધુ લોકોનું પાલન કરવા સારૂં ધર્મની સ્થાપના કરવા સારૂં, અને દુષ્ટોના સંહાર સારૂં, મારે યુગ યુગને વિષે અવતરવું પડે છે.**" તેજ ન્યાય અવતારી પુરૂષો માટે છે. હવે કેવળ ધર્મ સંસ્થાપના કરી દુષ્ટોનો પરિહાર કરવાનો પ્રસંગ આવે છે, ત્યાંજ તે તે સિદ્ધિનો ઉપયોગ કેવળ સિદ્ધિમાં ન લોભાતા સાધુ, સંતો

લોક કલ્યાણાર્થં સિદ્ધિનો ઉપયોગ કરે છે. અને કેવળ જ્યાં જગત્માં મુમુક્ષુનો ઉદ્ધાર કરવાનું કાર્ય કરવાનું હોય છે, ત્યાં સિદ્ધિનો ઉપયોગ કરવાનું રહેતું નથી, અને કરતા પણ નથી.

દાખલા તરીકે રામદાસ સ્વામી, એ, પોતે હનુમાનનો અવતાર હતા, અને તેમને નિશાની દાખલ જરાક પૂંછડું પણ હતું. તેમને રાજ્ય સંસ્થાપના અને ધર્મ સંસ્થાપના કરવાની હતી, એટલે એમણે રાજકારણ; અને ધર્મકારણ, તથા મોક્ષ કારણ એવી પદ્ધતિનો સ્વિકાર કરેલ હતો. જેથી તેમને કંઇ ચમત્કારો કરવા પડયાં. અને બાકીનાને તો ફકત જીવનાજ ઉદ્ધાર કરવાનું કાર્ય કરવાનું હોય છે, તેમને સિદ્ધિની ખપ પડતી નથી. અને સિદ્ધિઓ હાથ જોડીને હાજરજ હોય છે પણ તે નિષ્કામ પુરૂષો તેના સામું થુંકીને પણ જોતા નથી. છતાં પ્રસંગે કંઈ કરવું પડયું હશે તો તેટલુંજ. અને તે પણ કર્તાપણાના ડોળથી કે, સિદ્ધિને હુકમ અગર ફરમાસ કરીને તો નહીંજ. પણ ભગવાનની સ્તુતી કરી દુઃખ નિવેદન કરી ભગવત ઇચ્છાએજ તેવાં કામો કર્યાં છે. કારણ ચમત્કાર જ્યાં છે ત્યાં દુનિયા નમસ્કાર જલદી કરે છે, પણ ખાસ ધ્યાનમાં રાખવું કે ચમત્કાર એજ માયા છે. માયા છે ત્યાં દ્વૈત છે અને તેમાં જન્મમરણ છે.

ભાઈ નામદેવે મૃત ગાયને ઉઠાડી, પણ જો સિદ્ધિનોજ અમલ કરવો હોત તો તત્કાલ શું કામ ન ઉઠાડતાં ભગવત્ ભજન કરવા બેઠા ? કે જેથી ત્રીજે દિવસે પ્રભુ હાજર થયા અને તેમને આ ગાય જીવાડવા સિફારશ

કરવી પડી ! નરસી મહેતા કન્યાને સાસરે ગયા, ત્યાં એકદમ નાહવા સારૂ ગરમ પાણી આપ્યાથી; મેઘમલ્હારના રાગમાં શ્રીકૃષ્ણને બોલાવ્યા; કંઇ રાગણીના જોર પર વરસાદ આવ્યો નથી; પણ પ્રભુની દયા ભાંખી સિદ્ધિનો ઉપયોગ કર્યો નથી. તેમ કન્યાનું મામેરૂ પુરૂ કરવામાં શ્રીકૃષ્ણને સિફારસ કરવાનું કારણ નહતું. નામદેવ પાસે સિદ્ધિઓ તો હાજરજ હતી. જો સિદ્ધિનો ઉપયોગ કરવો હોત જો તુરતજ તે ગાયને ઊઠાડત પણ પ્રભુ કરશે એમ તેમના પર ભાર મૂકી ત્રણ દિવસ તેમનું ભજન કર્યું. પછી પ્રભુએ આવી તે ગાયને ઉઠાડી. સારાંશ એ છે કે ભક્તો પોતાને માથે લઈ કંઈ કરતાજ નથી જો સિદ્ધિથી કરે તો હું સિદ્ધ થયો એમ પ્રસિદ્ધિ થાય અને મારૂ દેહાભિમાન મને વળગંશે. ને પરિણામે ભગવાન અળગા થશે એ ભયે તે ભગવાનનો આશ્રય છોડતા નથી. અને સર્વભાર ભગવાન ઊપર મૂકે છે. અને સિદ્ધિને મહત્તા આપતા નથી.

ઈતિશ્રી ધ્યાનયોગના પૂર્વાર્ધનો ધ્યાન કરવાના ઠેકાણાના નિર્ણયનો ૫ મો અધ્યાય સમાપ્ત થયો ॥૫॥

---

## અધ્યાય ૬ ઠ્ઠો.

---

### સગુણ ધ્યાનનું ફળ.

શિષ્ય—મહારાજ ! સગુણ ધ્યાનનું ફળ શું !

ગુરૂ—ચિત્તની એકાગ્રતા કરવી, અને મનોમય મનઃકલ્પિત ઇષ્ટ મૂર્ત્તિના દર્શન કરવા, અને ઇચ્છિત ફલ માગી લેવું. એજ તેનું ફળ.

શિષ્ય—ફળની ઇચ્છાવાળાને જે ફળ મળે તે નાશવંત કે અવિનાશ ફળ મળે !

ગુરૂ—ભાઇ ! જે ફળ અંતવંત એટલે જેનો કાલે કરીને નાશ છે તેવુંજ ફળ મળે ! કારણ જે ફળ મળે તે તો બ્રહ્માંડમાનુંજને ? લોકલોકાતંરમાં દિવ્ય ભોગ ભોગવાનુંજને ! અંતે બ્રહ્માંડનોજ જો નાશ છે તો, તેમાંનું સુખ અવિનાશી શી રીતે હોય !

શિષ્ય—મહારાજ ! પ્રત્યક્ષ ભગવાન મળ્યા પછી નાશવંત ફળ કેમ મળે !

ગુરૂ—ધ્યાન કરનારની ઇચ્છા તેને ફળ માગવાનું સ્ફુરણ કરે છે. તેનો લિંગ દેહ–સુક્ષ્મ દેહ–જે કે વાસનાત્મક દેહ કહેવાય છે, તેમાં રચી પચી રહેલી ગુપ્ત વાસના તેજ તે સમયે સ્પુરી આવે છે. દાખલા તરીકે જુવો ધ્રુવને પ્રત્યક્ષ ભગવાન મળ્યા; જો તેણે મૂકિત માગી હોત તો કયાં વાંધો હતો ! પણ પિતાનાં ખોળે ન બેસવાથી અંતરમાં એવી ગુપ્ત વાસના રહી કે હવે એવા પદે બેસવું કે, કોઇ ખસેડે નહીં. એવી અચળ પદ પ્રાપ્તિની માંગણી કોણે કરાવી ! તો તેની અંતર ઇચ્છાએ જ કરાવી એમ કહેવું પડે છે. કારણ તેની તપશ્ચર્યાજ તેવી આશાબદ્ધ હતી. તેથી જો કે પ્રત્યક્ષ પ્રભુ મળે તો પણ જ્યાં સુધી નૈરાશ્યતા –વૈરાગ્ય ઉત્પન્ન ન થાય ત્યાંસુધી નિર્ગુણપદની પ્રાપ્તિ કરી લેવાનું મનમાંજ આવે નહીં.

શિષ્ય—મહારાજ ! સમજ્યો. ત્યારે હવે કંઇ પણ ઇચ્છા ન હોય તો, મૂક્તિ મળે કે નહી !

**ગુરૂ**—હા. મૂક્તિ મળે, પણ ભાઈ કલ્પનાના દેવની મૂકિત પણ કલ્પ (પૃથિવ પ્રલય-મહા પ્રલય-બ્રહ્માંડ પ્રલય) પુરૂં થતાં સુધીનીજ ને! કલ્પક્ષયે તેમાં પાછો ક્ષય છે, અને કલ્પની ઉત્પત્તિમાં પાછું આવવું પડે છે. કારણ કલ્પનાના દેવોનો કલ્પાંતે નાશ છે. જેમ વર્ષા કાલે જમીન સાથે મળી ગયેલા સુક્ષ્મ બીજો પણ ચાર રૂપે ઉગી નિકળે છે તેમ.

**શિષ્ય**—મહારાજ! આ તો ઘણુંજ અઘરૂં લાગે છે; હું તો મૂક્ત થયો એટલે ફરી તેને બદ્ધ દશામાં ન જ આવવું પડે, એમ મારી સમજ હતી. હવે કલ્પ સુધીની મૂક્તિ અને કલ્પોકલ્પની મૂકિત એટલે શું! તેમાં કંઈ સમજ્યો નહીં. તે મને દાખલા સાથે સમજાવવા કૃપા કરો.

**ગુરૂ**—હે શિષ્ય! હવે તારામાં જે **અસુયાદોષ** હતો તે ગયો છે, એમ લાગે છે. તેથી હું તને ખરૂં જ્ઞાન શું તે કહું છું. સાંભળ. મૂકિત ૪ પ્રકારની છે. એક **સલોક્તા**, બીજી **સમિપતા**, ત્રીજી **સ્વરૂપતા**, અને ચોથી **સાયુજયતા.** સાયુજતા એજ ખરી મૂક્તિ સમજવી. સાયુજ્યતા શિવાયની મૂક્તિ એટલે અમુક પ્રકારના બંધનમાંથી અમુક કાલ સુધીનીજ તે મૂક્તિ હોય છે. જેવી રીતે આપણે કોઇ એકે રાજાને ત્યાં જઇ તેનો રાજાશ્રય લઈએ તો, તે રાજાનું રાજ્ય નષ્ટ થાય, એટલે આપણી શું દશા! તેજ ન્યાય સમજી લેવો. પણ સાયુજ્ય મૂક્તિ માટે તેમ નથી. સાયુજ્ય મૂક્તિ તો એનું નામ કે, જો આપણે એક મીઠાનો કાંકરો લઇ દરિયામાં નાંખીએ, તો તે ઓગળી

જઈ દરિયા જેવડો જ બની જાય છે. તેમ આ જીવ કેવળ બ્રહ્મ બને છે. અથવા તો આત્મા પરમાત્મામાં મળી જાય છે; જેવી રીતે દરિયામાંનો મીઠાનો કાંકરો પાછો કાઢી લેવા સાધન નથી; તેમ આ જીવ પરમાત્મ સ્વરૂપમાં મળી ગયા પછી, તેને પાછા ફરવાનું હોતું નથી. રાજાને ખોળવા જતાં પોતેજ રાજા બની જાય છે.

**શિષ્ય**—મહારાજ ! સાયુજ્યતા શિવાયની ત્રણ પ્રકારની મૂક્તિ તે કેવી? તે ફરી યથાર્થ સમજાવો.

**ગુરૂ**—જો ભાઇ ! જે ઇષ્ટદેવના ભજનમાં રહ્યા તે દેવના લોકને વિષે જવું તે સલોકતા મૂક્તિ છે. વડોદરાના મહારાજાનું રાજ્યસ્થાન વડોદરા છે. વડોદરે જવું એટલે શ્રીમંત ગાયકવાડ સરકારના મુલકમાં અગર તેમની રાજધાનીના નગરમાં ગયા એટલું થયું. એટલે સલોકતા થઈ રાજધાની અને રાજાના ઐશ્વર્યોને જોવા મળ્યા. પણ તેથી મહારાજા સાહેબ પાસે જવાનો અધિકાર નજ આવ્યો. તેમ મહારાજાના પેલેસમાં તેની ગોઠવણ થઇ એમ થતું નથી. તેને મહારાજની સેવા કે મુલાકાતનો લાભ મળતો નથી. જ્યારે મહારાજ સાહેબ પોતાના દરબારમાં સરદાર તરીકે હાજરી આપવા નીમે તો દરબારમાં જવાય, તેમની પાસે બેસી શકાય, સુખદુઃખની વાત કહી શકાય, તે બતાવે તેવી રાજસેવાથી સંતોષ આપી શકાય, તેવી રીતે જેને દેવના દરબારમાં તેમની પાસે બેસવાને મળે, એનું નામ સમીપતા મૂક્તિ જાણવી.

વળી સ્વરૂપતા મૂક્તિમાં પરમાત્મા પોતાના જેવું

સ્વરૂપ પણ આપે છે. ચાર હાથ બનાવે છે. પોતાના જેવા આયુધો આપે છે, જેથી સાક્ષાત્ વિષ્ણુ જેવા થવાય છે. એવી જે તે દેવોની ઉપાસનાના અંગે તેને તે દેવો પોતાની સ્વરૂપતા આપે તે સ્વરૂપતા મૂક્તિ છે.

વૈકુંઠમાં તો આવી મૂક્તિવાળા ભગતોમાં વૈકુંઠાધિપતિ એવો ખરો વિષ્ણું કોણ ! તે લક્ષ્મીજી પણ પારખી શકતા નથી. ત્યાં પરમાત્મા વિષ્ણુ ભગવાને એવી યુક્તિ કરી કે પોતે તેટલા પુરતા કંજુશ બની **વત્સલાંછનના** ચિન્હનું (ભૃગુઋષિની લાત) નિશાન એ માત્ર આપતા નથી તે પરથીજ ખરા વિષ્ણુ ભગવાન કયા અને તેના ભક્તો કયા તે પારખી શકાય છે. આવા વિષ્ણુ ગૌબ્રાહ્મણ પ્રતિપાળ છે.

**શિષ્ય**—મહારાજ ! ભગવાને **વત્સલાછન** આપવા માટે કંજુસાઈ કેમ કરી હશે !

**ગુરૂ**—ભાઇ એ કંજુસાઇ તો ભક્ત વાત્સલ્યપણું બતાવે છે. ગૌબ્રાહ્મણ પ્રતિપાલ એવા પ્રભુ ભૃગુ ઋષિની લાતને પ્રસાદ માની પોતાના આભુષણ તરીકે ધારણ કરેલો સ્વિકાર તે ભક્તાભિમાનને લઇને કોઇને આપતા નથી.

**શિષ્ય**—મહારાજ ! એવી મૂક્તિમાંથી પણ પાછું કેમ આવવું પડે છે !

**ગુરૂ**—ભાઇ ! ગુણમઈ આખી સૃષ્ટિ છે. અને સૃષ્ટિમાંના દેવો પણ ગુણમઈ છે, લીલા વિગ્રહી પરમાત્માએ ધરેલા રામકૃષ્ણાદિક અવતાર પણ ગુણમઈ છે. પરંતુ તેમનામાં તેમનું અંતર સ્વરૂપ જે ગુણાતિત છે તે ન્યારૂં છે તેમણે માનુષી તનુનો સ્વિકાર કર્યાથી, પરમાત્માના પરંભાવને

તત્કાલીન લોકો પણ સમજી શકયા નહીં. ને હાલના જમાનામાં તો તત્વ વિચાર કયાં છે! જ્યાં ત્યાં વાક્પંડિતાઇ છે. આવા ગુણમઇ કાર્યો નાશવંત હોય છે, એમ બતાવવાજ તે રામકૃષ્ણાદિક પોતાનો દેહ નિર્મમતા અમલમાં મૂકવા માટે રાખી શકયા નહીં. આ સંસાર કલ્પનાથી થયો છે. કલ્પનાના રાજ્યમાં કલ્પનાના દેવોનો કલ્પાંતે નાશ છે. પણ એવા નાશમાં જે સ્વરૂપનો નાશ થતો નથી તેજ સત્ય સ્વરૂપ છે. તે કલ્પની પેહેલાં પણ હતું, અને કલ્પાંતે પણ કાયમ રહે છે. આવું ત્રિકાલાબાધિત જે સત્ય સ્વરૂપ છે, તે અવિનાશ છે. તેવા સ્વરૂપને વિષે પ્રાપ્ત થનારાને માત્ર આ દેહ છુટે ફરિથી આ સંસારમાં આવી જન્મ મરણના ફેરામાં પડવું પડતું નથી.

શિષ્ય—મહારાજ! જે તે દેવોના લોકનો નાશ થવામાં દેવો કયાં જતા હશે! અને તે દેવો સાથે આવી ત્રણે મૂક્તિવાળાઓને જવાનો શો વાંધો છે?

ગુરૂ—હે શિષ્ય! જે દેવોને પોતાના દેવપણાના પદનું અભિમાન છે તે તો મૂક્ત થતા નથી. ઉલટ દેવ યોનિમાં જઈને તે ફસાયા છે. અમૃતપાન કરીને કલ્પ સુધી અમર રહેવામાં કંટાળે છે. ને ઇચ્છે છે કે પ્રભુ જો દેવયોનિમાંથી છોડે તો, અમે મનુષ્ય યોનિમાં જઈ ભગવત્ ભક્તિ કરીને છુટીશું, એમ માને છે. ને તેવી માન્યતાવાળા ફરી વિશેશ પ્રકારની સત્તાથી, (પૂર્વ સંસ્કાર) પછી આ કર્મ ભૂમિમાં મનુષ્ય જન્મમાં અવતરી, પોતાની સાર્થકતા કરી લે છે. ને જેને દેવયોનિમાં પસ્તાવો થયો નથી

તે તો ક્રમે કરી સુક્ષ્મ બીજ સાથે મહામાયામાં મળી જઈ કલ્પની શરૂઆતે પાછા ફરે છે.

**શિષ્ય**—મહારાજ! જે દેવોની તેવી ઇચ્છા ન હોય તેમની શી ગતી!

**ગુરૂ**—ભાઈ! હમણુાંજ કહ્યું ને તું કેમ ભૂલી ગયો? અરે! કલ્પાંતે દેવ કે મનુષ્ય જેની જેવી વાસના શિલ્લક રહી હોય તેને તે વાસના સૂક્ષ્મ બીજરૂપે અવ્યક્ત (માયા) માં લીન થવું પડે છે. અને ફરી સૃષ્ટિના સૃજન વખતે તેજ બીજ તે તે વાસના પ્રમાણે દેવ, મનુષ્ય કે યક્ષ, કીન્નર, ગંધર્વ, અગર સ્થાવર કે તિર્યક યોનિમાં જાય છે.

**શિષ્ય**—પ્રભુ! વૈકુંઠમાં જે ગયા કે કૈલાસમાં ગયા તે તો પાછા આવતાજ નથી તો પછી વૈકુંઠ અને કૈલાસની કે ત્યાંના નિવાસીઓને પ્રલયમાં કંઇ સપડાવું પડતું હશે?

**ગુરૂ**—ભાઈ! આ તારો પ્રશ્ન ઘણો ગંભીર અને અંજ્ઞાનની બુદ્ધિનો ભેદ કરનારો છે. તેનું યથાર્થ રીતે કથન કરવામાં મને સારભુત લાગતું નથી. માટે આટલેથીજ તું સમાધાન કેમ માનતો નથી?

**શિષ્ય**—ના સ્વામી હવે તો વધારે જાણવાની ઉત્કંઠા થાય છે. માટે સત્ય કહો. દુનિયામાં બધા લોકો મૂર્ખ કે અજ્ઞાની નથી; તેમ બધાએ જ્ઞાની કે અધિકારી નથી. વત્તા ઓછા પ્રમાણમાં અથવા મિશ્ર રીતે બધુંએ હોઇ શકે, ત્યાં જેનો જેવો અધિકાર હશે તે તેવું ગ્રહણ કરશે માટે તમે યથાર્થ કહો.

ગુરૂ—(શિષ્યનો અત્યાગ્રહ જોઈ) ભાઇ ! વૈકુંઠ એટલે શું ! જ્યાં પ્રભુએ નિવાસ કર્યો. તે વૈકુંઠ. આ જગત આખું શું વૈકુંઠ નથી ! આપણે બધાએ વૈકુંઠમાં જ છીયેને ! પછી આ દુનિયાનો જો નાશ થવાનો છે તો પછી વિશીષ્ટરીતે વૈકુંઠ અને કૈલાસ એ શબ્દોનેજ વળગીને મારા મારી કરવામાં સાર શું છે ! વિષ્ણુ લોકને પણ વૈકુંઠ કહેવાય છે અને પરમાત્માએ ખાસ ભક્તો માટે બ્રહ્માંડની બહાર પણ માયાના આવરણમાં પોતાની ઈચ્છાથી એક વૈકુંઠ રચેલુ છે ત્યાં જ્ઞાની ભક્તિ—ચતુર્થભક્તિ—અન્નયભકિત—ગુરવી ભક્તિ—વાળાજ જઇ શકે છે જેમને નિરાકારદશામાં ન રહેતાં પરમાત્માની સેવાનોજ લાભલેવાની ઇચ્છા છે તેવા બધાએ ત્યાંજ રહે છે બ્રહ્માંડનો નાશ છે. તે નાશમાં આ વૈકુંઠ આવતું નથી. ભાઈ આવી ગુપ્ત વાતો એ તો ગુરૂ ગમ્ય છે. અનુભાવ્ય છે. તાત્પર્યાર્થ એટલોજ જાણવો કે, જેમ આરસો આપણી સામો આવે ત્યારે તેમાં પ્રતિબીંબ પડે, ને આરસો પાછો ખેંચી લેતાં તેમાં ન જણાય. તે પ્રમાણે માયા બહાર જવાતું નથી. જ્યારે જેની માયાતિત શુદ્ધ મૂક્તિ લેવાની ઈચ્છા છે, તેને આ કંઇ વિચારવાનું નથી. જેમ ઊંઘમાં થતા વ્યાધી કળી શકાતા નથી, તેમ અવ્યક્તમાં તે આનંદ પણ નિદ્રારૂપ હોય છે. માટે ખરા જ્ઞાની ભક્તો પરમાત્માના સ્વરૂપાનંદની અને મૂક્તિ ઉપરાંત ભક્તિની ઈચ્છા રાખે છે. ને ઉદ્ધવે તેટલાજ મારૂ પરમાત્મા પાસે એવી ભાષા કરી કે મૂક્તિ આપી તમે ઘણાંકને ફસાવ્યા. પણ મને તો મૂક્તિ ઉપરની ભક્તિ આપો. ત્યારે શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યું કે આ તો મારી અવતાર શક્તિની કલા

તેં માગી. એટલે પૂર્ણાંશે જે શ્રીકૃષ્ણનો અવતાર હતો તેજ દશા ઉદ્ધવને પ્રાપ્ત કરાવી. અને તેજ ઉદ્ધવ તેવા લીલા વિગ્રહથી દક્ષિણમાં નામદેવ, તુકારામ રૂપે થયા, કાઠિયાવાડમાં નરસીંહ મેહેતા બન્યા આવી રીતે તેમાં મર્મ સમાયલું છે. ખરા ભકતો નિરંજન નિરાકાર બનવા કરતાં આવી ભગવત સેવાની ઈચ્છા ધરાવે છે. માટે બોલ તારી શું ઈચ્છા છે!

શિષ્ય—મહારાજ મારે હવે નિર્ગુણ ધ્યાનની સમજણ કરી લેવાની ઇચ્છા છે.

ઈતિશ્રી ધ્યાનયોગના પૂર્વાર્ધનો સગુણ ધ્યાનના ફળ વિષેનો છઠ્ઠો અધ્યાય સમાપ્ત થયો ॥૬॥

---

# ધ્યાન યોગ ઉત્તરાર્ધ.

---

## અધ્યાય ૧ લો.

---

### નિર્ગુણ ધ્યાન એટલે શું?

ગુરૂ—હે શિષ્ય! હવે તને નિર્ગુણ ધ્યાનની ઈચ્છા થઇ તેથી તારો અધિકાર વધ્યો, અને નિર્ગુણ ધ્યાન એટલે શું તેની તને તાલાવેલી લાગી.

શિષ્ય—હા મહારાજ! નિર્ગુણ એટલે નિરાકાર જ્યાં જેનો આકારજ નથી, તો ત્યાં તેનું ધ્યાન શી રીતે કરવું! એ તો ભારે સવાલ છે. કોઇ પણ વસ્તુ નજરે જોવાથી, તેના ગુણ વર્ણન સાંભળીને, કંઈ પણ આકારની

કલ્પના ઉભી થઇ શકે, પણ જ્યાં નિર્ગુણ અને નિરાકાર કોઇ દહાડે કંઇજ જોયું નથી ત્યાં ધ્યાન કોનું અને કેવી રીતે થાય !

**ગુરૂ**—ભાઈ ! આ ધ્યાન સ્વસ્વરૂપનું કરવાનું છે સ્વ સ્વરૂપ એજ પરમાત્મસ્વરૂપ ને તેજ નિર્ગુણ છે.

**શિષ્ય**—ત્યારે આપણે આપણો ફોટો પાડી એનલાર્જ કરી, સુંદર અલંકારયુક્ત પછી તેનું ધ્યાન કરતાં તે ધ્યાનમાં ઠસી જાય તેવું કરી આપણે આપણું ધ્યાન કરવું ! એમ કહેવું છે !

**ગુરૂ**—ના ભાઈ ના ! આપણું રૂપ એટલે **અરૂપ** તું તો **દેહના રૂપની** વાત કરે છે. દેહ તો નાશવંત છે. **આકાર રૂપ** અને ગુણ એનો તો નાશ છે પણ આપણું રૂપ એટલે અરૂપ તેનું ધ્યાન કરવાનું છે. દેહ આપણો નથી આપણે તો દેહ થકી ન્યારા છીયે.

**શિષ્ય**—મહારાજ ! આ તો તુંબડીમાં કાંકરા જેવું થયું આપણું રૂપ તે અરૂપ શી રીતે ?

**ગુરૂ**—ભાઇ ! તું કોણ છે ! અને કયાં છે ! તારૂં નામ શું છે ! કહે તો ખરો !

**શિષ્ય**—હું બ્રાહ્મણ છું, ( છાતીએ હાથ લગાવીને) આ હું રહ્યો મારૂં નામ ગુણવંતલાલ છે !

**ગુરૂ**—ભાઇ ! તું સાવ ખોટું બોલે છે. જો જે ફરીશ નહીં હો.

**શિષ્ય**—ના ના નહીં ફરૂં.

**ગુરૂ**—તું જે મને બતાવે છે તે તો તું નથી. પણ તારી છાતી છે. પછી તું કયાં છે !

**શિષ્ય**—(વિચારમાં પડીને કહે છે) મહારાજ! આ હું છું એમ કહી પોતાનું આખું મુખ કમળ બતાવે છે.

**ગુરૂ**—એક વાર તું ફરિ ગયો. અને બીજી વાર પણ ફરિશ. માટે દૃઢ વિચાર કરી જો.

**શિષ્ય**—ના, ના, ના, હું હવે તો નહીંજ ફરૂં.

**ગુરૂ**—ભાઈ! તું જે બતાવે છે તેમાં તો તારૂં માથું અને, કાન, નાક, આંખો, જીભ, મોઢું આવ્યું માથા પરના વાળ આવ્યા. ત્યારે તું કયો!

**શિષ્ય**—(ફરી ઘણો વિચારમાં પડયોને કહેવા લાગ્યો) મહારાજ! ભુલ થઈ. પણ હવે તો આખું શરીર અંગુઠાથી માથા સુધીનું તે હું છું.

**ગુરૂ**—જોજે ફરી પણ તું ફરતો ના! હજુ વિચાર કરી જો.

**શિષ્ય**—ના મહારાજ! હવે તો ખાત્રી કરીને કહુ છું કે, હું આખા શરીરવાળો તેજ હું છું.

**ગુરૂ**—જો. તારા મોઢાનો ને માથાનો તો હીસાબ લાગી ગયો. હવે આખા શરીર પૈકી બાકી રહ્યું તે તારૂં પેટ, તારી કમર, તારા પગ, તારા હાથ, તારા આંગળાં એ બધા તારા કે, એ બધું તું! શું કહે છે! બોલ, બોલ, જલદી બોલ!!

**શિષ્ય**—(મહાન વિચારમાં પડયો) ને કહે હા મહા-રાજ? આ બધું મારૂં મારૂં તો કહું છું ત્યારે. હું કંઈક જુદો છું એમ લાગે છે.

**ગુરૂ**—જો ત્યારે તારા શરીરના ફોટાને તું તારૂં રૂપ માની બેઠો હતો તે ખરૂં છે!

**શિષ્ય**—ના, ના, બીલકુલ ખરૂં નથી !

**ગુરૂ**—ત્યારે તારૂં રૂપ તે આકાર વાળું કે અરૂપ નિરાકાર છે! અને તું બ્રાહ્મણ કહેનારો કોણ. છું, ને ગુણવંતલાલ નામ તારૂં કે તારા દેહનું ! તે હવે કહીશ !

**શિષ્ય**—હા મહારાજ ! મારૂં રૂપ, આકાર રહિત છે. ! અરૂપ છે. એતો ખાત્રી થઇ, અને હું બ્રાહ્મણ છું તે તો કેમ ના કહેવાય ? અને મારૂં નામ ગુણવંતલાલ છે, એતો દેહનેજ નામ મુકાયું છે. પણ. મારી જાત બ્રાહ્મણ-ની છે.

**ગુરૂ**—ઠીક, તારી ધીમે ધીમે એક એક ભ્રાંતિ-ભ્રમ-દુર થાય છે. પણ હજુ પુરો ભ્રમ દુર થયો નથી. તું બ્રાહ્મણ છેને ! જોજે ફરી જઈશ ?

**શિષ્ય**—ના ના તે તો નજ ફરિ શકાય.

**ગુરૂ**—બ્રાહ્મણની તેં શી ખાત્રી કરી !

**શિષ્ય**—હું સ્નાન કરૂં છું. ગળામાં જનોઇ છે. બ્રહ્મકર્મ કરૂં છું. તેથી. હું બ્રાહ્મણ છું.

**ગુરૂ**—તું સ્નાન કરે છે કે ? તારા શરીરને તું સ્નાન કરાવે છે. ? ગળામાં જનોઈ છે તે ગળું તારૂં કે બીજાનું ? ત્યારે તું તો ગળું નથીને ! અને શરીર તે તું નથી એમ તેં કબુલ કર્યું છે. કહે ત્યારે જનોઇ કોણે પેહેરી ! તું જે બ્રાહ્મણ તે તું કોણ !

**શિષ્ય**—મહારાજ ! હવે તો હું એમ કહુ છું કે મારા શરીરમાં જે કોઈ હું છું તે "હું" અને તેને હું બ્રાહ્મણ કહું છું.

ગુરૂ—ત્યારે તારા શરીરમાં શું છે! તે કહે!

શિષ્ય—મહારાજ? શરીરમાં તો હાડકા ચામડી લોહી મળ મુત્ર મજ્જા નાડી એવું એવું છે.

ગુરૂ—ત્યારે શું તું હાડકાં છે? લોહી છે કે બ્રાહ્મણ છે?

શિષ્ય—મહારાજ! ના હું તે તો નથી.

ગુરૂ—ત્યારે તું કોણ છે?

બ્રાહ્મણ કહેનારો એવો તારામાં તું કયાં છે! અરે લોહી હાડકાં એતો દ્રશ્ય છે. પણ તું નથી જોઇ શકતો એવું તારામાં હું કહેનારો તે તું કોણ?

શિષ્ય—હા હા મહારાજ! સમજ્યો છું. જુઓ હવે કહું છું. સાંભળો; મારા શરીરમાં મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ અદ્રશ્ય છે. તેજ મારૂં અદ્રશ્ય સ્વરૂપ છે.

ગુરૂ—જો ભાઇ! હવે પાછો બોલ્યું પાળજે ફરીશ નહીં. તું મન છે કે લોકોમાં વાતો કરતાં મારૂં મન કહે છે? મારા મનને ગમ્યું નહીં. મારી બુદ્ધિ તેમાં પ્રવેશ કરતી નથી. મારૂં ચિત્ત ચોંટતું નથી. હું નહીંજ કરૂં. એમ તું બોલે છે કે નહીં! ને જો તેમ બોલતો હઊ તો પછી મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ તું કે તારૂ?

શિષ્ય—હા. એ બધું હું મારૂં મારૂં કહું છુ.

ગુરૂ—ત્યારે તું કોણ! અને તારૂં સ્વરૂપ કયું?

શિષ્ય—મહારાજ! હવે હું હાર્યો. હું કોણ તે મને ખબર પડતી નથી. ને મારૂં રૂપ અરૂપ છે. અકળ છે. અદ્રશ્ય છે. અતકર્ય છે. એમ મારી ખાત્રી થાય છે. પણ મહારાજ રહો એક શંકા છે!

ગુરૂ—શી શંકા છે ? संषयात्मा विनश्यति સંષય રાખવામાં સાર નથી માટે પુછ.

શિષ્ય—મહારાજ ! મને તીર્થયાત્રા કરવાનું ગમે, સેવા, પુજા, સંત સમાગમ કરવાનું ભાવે, વળી કંઇ રમત ગમત કરવાનું સ્ફુરે, તેથી અને હું ઊંઘું જાગુ છું તેથી હું તેવો કોઈ અદ્રશ્ય છું એમ કહું છું.

ગુરૂ—અરે મુર્ખ ! આજે તને લાગે છે ને ભાવે છે એતો બધા તારા મન, બુદ્ધિ આદિના વિકાર છે. અને તે ત્રિગુણને લઈને અંતઃકરણ ત્યાં ઝંપલાય છે. અને શરીરની અવસ્થાઓ છે. ત્યારે તેમાં તું કયાંથી આવ્યો !

શિષ્ય—મહારાજ ! એ તો કંઈ સમજાતું નથી. માટે કૃપા કરી હવે તે સમજાવો. અત્યાર સુધી હું ભ્રમમાં કુટાઇ કુટાઇને આ સાડા ત્રણ હાથના શરીરને હું પોતે માની બેઠો હતો. તેમ મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારને હું પોતે તે છું એમ માની બેઠો હતો. તે તો ભ્રમ મારો પુરેપુર ગયો. પણ આ ગુણ શું ! અને અવસ્થા શી ! અને તેમાં હું કેમ નથી આવતો ? તે મને કૃપા કરી સમજાવો. હું ફરિ ફરિથી કહું છું કે આપને ચરણે શરણ આવેલ છું.

ઇતિશ્રી ધ્યાનયોગનો ઉત્તરાર્ધનો નિર્ગુણધ્યાન વિષેનો
૧ લો અધ્યાય સમાપ્ત થયો ॥૧॥

---

## અધ્યાય ૨ જો.

---

### આત્માગુણ અને અવસ્થાથી પર છે.

ગુરૂ—તારૂં સ્વરૂપ-આત્મા તે ગુણને અવસ્થા બહાર

છે. અને મન, બુદ્ધિને અહંકાર એતો સઘળું મળી એકજ અંતઃકરણ છે. અનેક પ્રકારની વૃત્તિઓ ત્યાંથી ઊઠે છે. એકજ અંતઃકરણના ૪ ભાગ છે. જ્યારે અંતઃકરણ સંકલ્પ વિકલ્પના વિચાર કરે છે, ત્યારે તેને મન કહેવાય છે. પછી ઘણા સંકલ્પોમાં અમુકજ કરવું અગર ન કરવું એવો નિશ્ચય જ્યારે થાય છે ત્યારે તે કાર્ય બુદ્ધિનું ગણાય છે. અને નિશ્ચિત કરેલું કાર્ય પાર પડતાં સુધી તેનું જે ચિંતવન થાય છે ત્યારે તે ચિત્ત કહેવાય છે. અને પછી કાર્ય કરવા પ્રવર્ત થવામાં અથવા મેં કર્યું અગર હું કરીશ એ માન્યતા અહંકારની છે. અને જેમ આ શરીર પણ પંચ મહાભુતથી બનેલું છે, અને તેથી તે વિકારવાળુ છે, તેમજ અંતઃકરણ પણ પંચ મહાભૂતથીજ બનેલું છે અને તે વિકારવાળું છે તારૂ સ્વરૂપ તે પંચ મહાભૂતની બહાર છે. પર, છે.

શિષ્ય—મહારાજ! આ વળી નવિન જાણ્યું પંચમહાભૂત કયાં ને તેનું શરીર શી રીતે બન્યું! તથા પંચમહાભૂતથી અંતઃકરણ પણ શી રીતે બન્યું? તે કૃપા કરી સમજાવો.

ગુરૂ—ભાઇ! આખું જગત્ અને સ્થાવર જંગમ સર્વે પદાર્થ પંચમહાભૂતથીજ બનેલાં છે. ને તેથીજ તેનું પોષણ થાય છે. ને તેમાંજ આખરે લય થાય છે. તે પંચમહાભૂત એટલે પૃથ્વી, આપ, તેજ, વાયુ, અને આકાશ એછે. શરીરમાં હાડકાં છે અને જે વજન–ભાર છે, તે પૃથ્વી છે. લોહી; લાળ, મુત્ર, વિર્ય એ પાણી છે. અને જે પચાવાની શક્તિ, તથા તું જે જોઇ શકે છે તે તેજ છે; વાયુતો પ્રત્યક્ષ નાકમાંથી વહે છે. અને શરીરમાં જે

પોલાણુ છે, તથા હાડકામાં કે નસોમાં જે પોલાણુ છે, તે આકાશનો ભાગ છે; આ બધાએ જીવ ચૈતન્યના વડે પોત પોતાનું કામ કરી રહ્યા છે. જ્યારે ચૈતન્ય શરીરમાંથી નષ્ટ થાય છે ત્યારે, આ દેહ પૃથ્વીનો ભાગ પૃથ્વી પર પડયો રહે છે. તેમજ.

અહંકાર છે. એ પૃથ્વી તત્વથી બનેલો છે. જેથી તે ઘણો જડ છે. અને અહંકાર ભાંગ્યો ભંગાતો નથી (છોડાતો નથી) ચિત્ત છે તે આપ-જળ તત્વથી બનેલું છે માટે જેમાં પરોવીએ ત્યાં પરોવાય છે અને માટેજ ચિત્ત પ્રભુ સ્વરૂપમાં સ્વ સ્વરૂપમાં સમરશ થઇ શકે છે. બુદ્ધિ છે તે તેજ તત્વથી બનેલી છે. તેથી મહાન્ મહાન્ કાર્યો થઈ શકે છે. જેને આપણે અકકલ કહીએ છીએ. તેજના જેવી પ્રકાશિત બુદ્ધિ છે મન વાયુ તત્વથી બનેલું છે. તેથી ઘણું ચંચલ છે. પવન જેમ રોકાતો નથી તેમ મન પણ ત્રણે ભુવનમાં ઝપાટાબંધ ફરી આવે છે. આ બધુંએ ભેળું કરતાં જે એક અંતઃકરણ બન્યું ને આકાશ તત્વ છે. એ રીતે પંચમહાભૂતથી બનેલું છે.

શિષ્ય—મહારાજ ! એતો સમજ્યો. પણ ગુણ અને અવસ્થા એટલે શું છે !

ગુરૂ—ભાઈ! ત્રણ ગુણ માયા થકી ઉત્પન્ન થયાં છે. એક સત્વ ગુણ, બીજો રજોગુણ, અને ત્રિજો તમોગુણ એવા ત્રણ અને ઉપર બતાવ્યા પ્રમાણે પંચમહાભૂત મળી ૮ થયાં તેથી તે સઘળી જ માયા તેને અષ્ટધા પ્રકૃતી એમ કેહેવાય છે અને તું-તારૂ સ્વરૂપ તે માયા બહાર છે. માટે

પંચમહાભૂતમાં કે ગુણમાં તું નથી.

**શિષ્ય**—ગુણ શું કામ કરે છે! અને તેનું શું પરિણામ છે!

**ગુરૂ**—દરેક મનુષ્ય માત્ર જે કંઈ સૂર્યોદયથી તે બીજા દિવસના સૂર્યોદય સુધી જે જે કામ કરે છે તે બધાયે અને યજ્ઞ, દાન, તપ આદી કર્મો કરે તે બધાએ, અગર શરીર થકી જે જે ચેષ્ટાઓ થાય તે સઘળી દરેક ગુણવાળી અગર મિશ્રણગુણોથીજ થાય છે. તેના લક્ષણો એવા કે, દેવદર્શન કથા શ્રવણ સાધુ સંત સેવા અને બીજા યજ્ઞદાનાદી કર્મો જો કંઈ પણ ફલની આશા રાખ્યા વગરકરવાની વૃત્તિ થઇ તો એ સત્વગુણનું કાર્ય છે અને ફલ લેવાની ઈચ્છા; કીર્તી મેળવવાની ઇચ્છા, અથવા પ્રત્યુપકાર માટે, દંભ યુક્ત; ડીંડીં વગાડવા સારૂ; જે જે યજ્ઞદાનાદી કર્મો અગર વ્યવહારના કાર્યો કરવાની ઈચ્છા થાય તે તે બધી રાજસી સમજવી. અને દુષ્ટ ભાવ, દ્વેશ, ઇર્ષા, પરાયુ ધન હરણ કરવું પરાઈ સ્ત્રીની અભિલાષા બીજાને નુકશાન કરવાની પ્રવૃત્તિ અને પોતાનો સ્વાર્થ સાધવો ઈત્યાદી કાર્યો અથવા; મ્લેચ્છ દેવતાઓની ઉપાસના, સાધનો, સ્મશાન જગાવવું, ભૂત પ્રેતાદિ ક્રીયાઓ. જારણ, મારણ, ઉચ્ચાટન, વિગેરે પાપકર્મો કરવા. અખાધ્ય ખાવું, અપેય પાન કરવું, નિદ્રા પ્રમાદ, આળસ; વિગેરે વિગેરે એ બધું તમોગુણનું કાર્ય છે સત્વગુણના કાર્યથી બધાય વ્યહવાર સત્વગુણી થવાથી ઉર્ધ્વગતિ એટલે સ્વર્ગાદિકમાં આ જીવ જઈ શકે છે.

રજોગુણી દ્રવ્યોથી. તેનું ફળ ભોગવવા આ મૃત્યુ લોકમાંજ આવવું પડે છે.

અને તમોગુણથી નર્કમાં, અંધતમનર્કમાં, અગર સ્થાવરયોનિમાં, કે તીર્યક એટલે વાઘ સિંહાદિ યોનિમાં જવું પડે છે.

સત્વગુણથી અંતઃકરણ શુદ્ધ અને વાસના રહિત થાય છે. રજોગુણથી અંતઃકરણ વાસનામય બને છે તે તે વાસનાઓ મરતી વેળા યાદ આવે છે, ને **अंतेमति सागतिः** એ પ્રમાણે જે જે યાદ આવે તે તે યોનિમાં જવું પડે છે તમો ગુણથી મરણવેળાએ સ્મૃતીનો ભ્રંશ થાય છે ને તેથી અધોગતિએ જવું પડે છે. એ પ્રમાણે ગુણનું કાર્ય છે.

હવે સમજયો કે! આત્માને ગુણ વળગતા નથી. જો આત્મા ગુણવાળો હોય તો તે પછી અજરામર કેવો હોઈ શકે? તેમ જો અવસ્થાઓ પણ આત્માપર થતી હોય તો. જે અરૂપ છે તેને અવસ્થા કેવી હોઇ શકે! અવસ્થાઓ તો દેહઉપર થાય છે ને આત્માતો નિરધર્મ છે અને અવસ્થાતિત છે માટે જ અરૂપ છે

ઇતિશ્રી ધ્યાનયોગનો ઉત્તરાર્ધનો આત્મા ગુણ અને અવસ્થાતિત હોવા વિષેનો ૨ જો અધ્યાય સમાપ્ત થયો. ॥૨॥

---

## અધ્યાય ૩ જો

---

### દેહ અને દેહની અવસ્થાઓ.

**શિષ્ય**—મહારાજ! તમે દેહની અવસ્થાઓ કહો છો તો એકજ દેહ પર કેટલી અવસ્થાઓ થાય છે?

ગુરૂ—શાબાશ ! તેં પણ મને શબ્દમાં પકડયો. તારૂં શ્રવણ ધ્યાનપૂર્વક છે. એમ જાણી મને સંતોષ થાય છે માટે કહું છું. ભાઈ તું કેટલી અવસ્થાઓ જાણે છે ? તે કહે.

શિષ્ય—મહારાજ ? હું તો એટલું જાણું છુ કે, એક તો આપણે જાગીએ છીએ તે જાગૃતાવસ્થા, બીજું ઊંઘમાં નિદ્રાવસ્થા; અને સ્વપ્નું પડે છે તે સ્વપ્નાવસ્થા, એ ત્રણજ અવસ્થાઓ જાણું છું. ને તે આ દેહ પર થાય છે. એથી કંઇ બીજું છે કે શું !

ગુરૂ—હા. ભાઇ તું ભણ્યો પણ ગણ્યો નહીં એવું થયું. અરે દેહ એક નથી પણ એકમાં એક એવા પાંચ દેહ છે અને પાંચદેહની પાંચ અવસ્થાઓ છે. જે તને એકજ દેહ પર જાગૃતી, સુસુપ્તિ, (ઊંઘ) અને સ્વપ્નાવસ્થા ભાસે છે. પણ ખરી રીતે તેમ નથી. ત્રણે અવસ્થાના ત્રણે દેહ જુદા છે. અને દરેક દેહનો અહંકાર પણ જુદો છે. એ બધાય અહંકાર નષ્ટ થાય ત્યારેજ સ્વરૂપનો બોધ થાય છે.

શિષ્ય—મહારાજ ! ત્યારે એ બધુંએ વિસ્તાર વડે કૃપા કરીને મને કહો કે જેથી મારો સઘળો ભ્રમ દુર થાય.

ગુરૂ—ભાઇ! દેહ પાંચ છે અને તેની દરેકની અવસ્થાઓ પણ જુદી જુદી છે અને દરેક દેહના અભિમાન પણ જુદા છે. તે નિચેના કોષ્ટકથી સમજાશે.

| દેહ. | અવસ્થા. | અભિમાન. | ગુણ |
|---|---|---|---|
| સ્થૂલદેહ | જાગૃતાવસ્થા | વિશ્વાભિમાન | સત્વગુણ |
| સૂક્ષ્મદેહ | સ્વપ્નાવસ્થા | તૈજસઅભિમાન | રજોગુણ |
| કારણદેહ | નિદ્રાવસ્થા | પ્રાજ્ઞઅભિમાન | તમોગુણ |

**મહાકારણદેહ તુર્યાવસ્થા પ્રત્યગાત્માભિમાન શુદ્ધ સત્વગુણ**

**કૈવલ્યદેહ ઊન્મનિઅવસ્થા નિરંજનઅભિમાન ગુણ સામ્યદશા**

આ પ્રમાણે એકમાં એક અનેક દેહ છે. અને દરેક દેહનો અભિમાન પણ જુદો છે. અને છેલ્લે કૈવલ્ય દેહ અને નિરંજન અભિમાન એ ઉત્તમ દશા ખરી, પણ ત્યાં એ પણ અભિમાન તો છે. અભિમાનની જાત સ્વરૂપમાં ટકી શકતી નથી. જેવી રીતે કોઈ અસ્પૃષ્ય જાતી ઢેડ, ભંગી એ ગમે તેવો પવિત્ર રહે, અને પોતાનો ગંદો ધંધો છોડી શુદ્ધ ધંધો કરે, અને ઉત્તમ ભક્તિ કરે, સદાચાર સંપન્ન થાય, તો પણ જાતે ઢેડ કે ભંગી હોવાથી તે જેમ વ્યવહારમાં સ્પર્શાસ્પર્શમાં કામ લાગતો નથી, તેવી રીતે સ્વરૂપાવબોધમાં અભિમાનનો સ્પર્શ થતો નથી. અર્થાત્ તેનો સ્પર્શ હોય, ત્યાં સુધી શુદ્ધ પવિત્ર સ્વરૂપાવબોધ થાયજ નહીં. માટે જો તેને તુ ખોળતો હોય, અર્થાત્ તારૂં સ્વરૂપ તને જાણુવાની ઈચ્છા હોય તો આ પાંચ દેહની આગળ વધીને પાંચે દેહના અભિમાન છોડી દઈને જ્યારે તું અવલોકન કરીશ ત્યારેજ તારા આત્મસ્વરૂપનો તારા હૃદયમાં પ્રકાશ થશે.

શિષ્ય—મહારાજ ! ધન્ય છે આપને ! આજે મારી ઊપર આપે ઘણીજ કૃપા કરી. હું ત્રણ અવસ્થા એકજ દેહ ઊપર માનતો હતો પણ આજે હું વધારે સમજ્યો. પણ આ દરેક દેહ જુદા છે એમ માનવા આધાર શું ? તેનાં કંઈ લક્ષણ સમજાવો તો મને ઘણોજ આનંદ થાય.

ગુરૂ—ભાઇ ! તારા જેવા શિષ્ય મુમુક્ષુ અને જીજ્ઞાસુ મળે પછી અમે કોને માટે બાકી રાખીએ ! કહે. જો ભાઇ આ સ્થુલ દેહ એટલે દેખાતું શરીર એ તો તું જાણે છે ને ! પછી હવે સ્વપ્નમાં તું બીજું શરીર આનાજ જેવું પેદા કરી ગમે ત્યાં જાય છે; અને આખી સૃષ્ટિ, સૂર્ય, ચંદ્ર, તારા, પહાડ, પર્વત, આગગાડી, બધુંએ તુંજ પેદા કરે છે કે, ખરેખર તે વસ્તુઓ હોય છે ! અને ત્યાં તુ તારો દેહ-ધારી બને છે. તે દેહ કયો ! તારો આ સ્થુલ દેહ તો ખાટલામાં કયાંએ અસ્તાવ્યસ્થ સ્થિતિમાં કે નગ્ન સ્થિતિમાં પડયો રહે છે. ત્યારે આ ઊપરથી સ્વપ્નાવસ્થાનો દેહ જુદો છે એ વાત ઊઘાડી થઈ. હવે નિદ્રાવસ્થાનો પણ દેહ જુદો છે. પરંતુ ત્યાં અજ્ઞાન છે. મુંઢ સ્થિતિ છે, તેથી તે દેહનું ભાન થઇ શકતું નથી. પછી મહાકારણ દેહ છે. તે અંગુષ્ટ પ્રમાણ છે. તે શુદ્ધ સત્વગુણ યુક્ત અને જ્ઞાન-મય છે. તેથી ત્યાં તું એકલોજ છે. એમ ભાસે છે. અને આ આખા વિશ્વનો ભાસ નહીં સરખો થાય છે. આનંદ પ્રાપ્ત થાય છે. અને તેની તૂર્યાવસ્થા છે. એ તૂર્યાં એ ત્રણે અવસ્થા એટલે જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ એની સાક્ષી આપે છે. એવી કંઈ અનેરી સ્થિતિ છે. ત્યાં એક તારા આત્માના પ્રકાશનું તને ભાન થશે અને તે પ્રકાશ જ્યાંથી ઉત્પન્ન થયો છે તે વસ્તુતો (આત્મસ્થિતિ) જુદીજ છે. પણ તે પ્રકાશનેજ જીવ એવી સંજ્ઞા છે. અને અજ્ઞાની તેવી જીવ દશાને તાબે થઇ વૃથા તે હું છું એમ માની પોતે પોતાની પર ખોટા આરોપો વહોરી લે છે. એટલે હું બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શુદ્ર, હું આશ્રમ ધર્મી એટલે બ્રહ્મચારી, ગૃહસ્થ,

વાનપ્રસ્થ, સંન્યાસી, હું કાળો, ગોરો, લંગડો, લુલો, ઇત્યાદી આરોપો પોતાને માથે લે છે. પણ ખરી રીતે આત્મપ્રકાશ એ કંઈ વર્ણ કે આશ્રમવાળો નથી. અને એ પ્રકાશ કે જેને જીવ માની લીધો તે તો મુળ વસ્તુથી જુદો છે. સૂર્ય અને પ્રકાશ એ એકજ નહીં પ્રકાશ એ સૂર્ય નથી. પણ સૂર્યનાજ પ્રકાશથી સૂર્યને જોઈ શકાય છે.

હવે કેટલાએક આ દશાને પ્રાપ્ત કરી આપણે પરિપૂર્ણ થયા એમ માની ત્યાંજ અટકી પડે છે. આટલું જ્ઞાન વેદ્દા-ધારે અને બાહ્ય પુસ્તકોથી, આગર જ્ઞાતાના બોધથી કે અભ્યા-સથી માણુસ પ્રાપ્ત કરી શકે છે. પણ તે પછી આગળ ઘણું વધવાનું છે. ત્યાંસુધી ગયા શિવાય આજ જન્મમાં મુક્ત થવાતું નથી. આ મહાકારણ દેહનું વર્ણન કરવા સાધન નથી. પણ તે અનુભવથી અનુભવગમ્ય થઇ શકે છે. અને ત્યાં પ્રત્યેક્ આત્મા એક છે. એમ અભિમાન સ્ફુરે છે.

હવે કૈવલ્ય દેહ રહ્યો. એ પણ અનિર્વાચ્ય છે. તેનું વર્ણન થવું અશક્ય છે. અહંબ્રહ્માસ્મિભાવ ત્યાં રહે છે. હું બ્રહ્મ છું એમ ભાસે છે. મારા શિવાય જગતમાં કંઇજ નથી આ સઘળું બ્રહ્મ છે. એમ અભિમાન સ્ફુરે છે. પણ પરિણામે અહં કાયમ રહે છે અને બ્રહ્મ જતું રહે છે. જેથી જો કે ઉચ્ચ દશામાં દેહાંતે જઈ શકે, પણ પાછળ કાલે કરીને પુનરાવૃત્તિ રહે છે. ઘણા લોકો કહે છે કે, અહંબ્રહ્માસ્મિનો અભ્યાસ કરીએ છીએ પણ તે બધુંએ ભ્રમવાળું સમજવું. આ દશામાં વિદેહ સ્થિતિ રહે છે. બેઠા બેઠા મળમૂત્રનો ત્યાગ થાય તો પણ ખબર પડતી નથી. પાસેના શિષ્યાદિક પછી તેની સારવાર કરે છે. આ

દશા મગ્ન સ્થિતિ અને ઉન્મત્તના જેવી છે. આ દશામાં બ્રહ્મોન્માદ હોય છે. પણ હે શિષ્ય! આમાં જગતનું શું કલ્યાણ થયું! સંત મહાત્માઓ આને પસંદ કરતા નથી. તેઓ તો આ દશા જીરવીને, કેવળ વસ્તુરૂપ થઈને મનુષ્યાકૃતીએ મનુષ્ય ધર્મનો સ્વિકાર કરીને વર્તે છે. અને પોતાના જેવા બીજાને કરી શકે છે તેજ સંતો અને તેજ સદ્ગુરૂ થઈ શકે છે.

શિષ્ય—મહારાજ! આપે અનહદ કૃપા કરી પણ આ બધા દેહમાં મહાકારણ દેહ વિષે મુળ વસ્તુના પ્રકાશ રૂપે જીવ છે. આમ બોધ થયો પણ મુળ જ્યાંથી પ્રકાશ આવે છે તે વસ્તુ ક્યાં છે? તેની જો દેહાતિતતા કહીએ તો પછી હૃદયસ્થ ભગવાન કહે છે. તે કયા દેહના હૃદયમાં છે? અને તે હૃદય તે કયું! આ ભારે ગુંચવણ રહી છે. માટે તેટલું કૃપા કરી કહો કે જેથી આ પામર અને દીન બનેલા જીવો કૃતાર્થ થઈ જીવ દશામાંથી છુટી પરમાત્મ સ્વરૂપને પ્રાપ્ત કરી. અજરામર થાય.

**ઇતિ શ્રી ધ્યાનયોગનો ઉત્તરાર્ધનો દેહ અને દેહની અવસ્થાઓ વિષેનો ત્રિજો અધ્યાય સમાપ્ત થયો ॥૩॥**

---

## અધ્યાય ૪ થો.

---

## હૃદય એટલે શું! અને હૃદયસ્થ ભગવાનને જોવાની રીત.

ગુરૂ—ભાઇ! હૃદયસ્થ ભગવાન હૃદયમાં રહે છે. એ વાત ખરી છે. પણ તે હૃદય કયા દેહનું તેટલુંજ વિચાર-

વાનું છે. આ સ્થુલ દેહનું હૃદય નકામું છે. કારણ ઘણા ડાકટરો મડદા ચીરે છે, પણ તેમાં કાંઇ જણાતું નથી કારણ આ સ્થુલ દેહ જડ અને નાશવાન છે. તેમાં પ્રભુ હોઈ ન શકે સુક્ષ્મદેહ પણ મનઃ કલ્પિત છે; કલ્પનામાં પ્રભુ ન હોઈ શકે તે તો કલ્પનાતિત છે. કારણ દેહ એ અજ્ઞાન છે. પરમાત્મા જ્ઞાન સ્વરૂપ છે. તેથી અજ્ઞાનમાં પણ ન હોય, પરંતુ, મહાકારણ દેહ એ જ્ઞાન રૂપ છે. માટે ત્યાં જીવનો પ્રકાશ છે. જીવનું અસ્તિત્વ ત્યાં છે. તે મહા-કારણ દેહનું જે હૃદય છે તેમાં પ્રભુ વાસ કરે છે. જેને **આત્મારામ હૃદયસ્થ વાસુદેવ ભગવાન કહેવાય છે.**

**શિષ્ય**—મહારાજ. જો મહાકારણ દેહના હૃદયમાં પ્રભુ હોય તો, પછી કૈવલ્ય દેહના હૃદયમાં કેમ ન હોય!

**ગુરૂ**—વાહ! પ્રશ્ન બહુજ બુદ્ધિ યુક્ત છે. આવાજ પ્રાજ્ઞ શિષ્યોની જરૂર છે. જો ભાઇ! હૃદય એટલે એ કંઇ ઠેકાણું નથી. પણ જ્યાંથી આત્માનો પ્રકાશ આવ્યો તે પ્રકાશનું મુળ સ્થાન તેનેજ મહાકારણ દેહનું હૃદય કહેવાય છે. અને તે તો કૈવલ્ય દેહની પારની વસ્તુ છે. ત્યાંતો દેહનો સંબંધ નથી.

દુહા.

કબીરે કહ્યું છે કેઃ—

બીના પંથ સો પંથ હય, બિના ધામ સો ધામ,
ચલતે ચલતે જુગ ભયો, પાવ કોસ પર ગામ.

**શિષ્ય**—મહારાજ! ત્યારે કૈવલ્યદેહ શું કામ બન્યો હશે!

ગુરૂ—ભાઈ! ખરી રીતે તુર્યાવસ્થા પછીના દેહ એ ગુરૂ ગમ્ય છે. શાસ્ત્રોમાં તેની સ્પષ્ટતા નથી. સંતો અને આત્માનુભવીઓ તે જાણે છે. પણ મનુષ્ય માત્ર સંતોના આશ્રય શિવાય કેવળ વિદ્વત્તાના જોરથી અગર પંડિત માન્ય થયેલા પંડિતોની પંડિતાઇ પર પૂર્ણ વિશ્વાસ રાખી અનેક પ્રકારના ગ્રંથો વાંચી, તેમાં માયાતિત વસ્તુનો ભ્રંશ કરી લઇ; માયામય સ્થિતિનો સ્વિકાર કરી, કેવા સપડાય છે? તે આ કૈવલ્ય દેહની સ્થિતિ દર્શક છે. એ બધું એ સદ્‌ગુરૂ વિનાનું કાચું પડે છે. ખરેખર બુદ્ધિ ગ્રાહ્ય આ વિષય હોવાથી ફક્ત સમજણ ખાતર આ યોજના છે.

જેમકે મોતી છે એ ઘણું સુંદર છે. દાણો ઘણો મોટો હોય છે રંગમાં ઉત્તમ છે અને પાણીવાળું પણ છે ચવના તોલમાં પણ પુરૂં હોય છે. પણ શું કરવું? વિંધ્યા વગરનું તે નકામું છે.

જ્યારે વિંધાય ત્યારેજ તેમાં સોનાનો તાર પરોવાય અને તાર પરોવાય ત્યારેજ તે આભુષણ રૂપે પહેરાય, અને જો વિંધતા વિંધતા ભાંગી ગયું તો પછી તે એક કોડીનું છે.

આજકાલ જગતમાં આટલી સ્થિતિએ પહોંચેલા પણ જડતા નથી કવચિત જડે છે તો ત્યાં “ અહંબ્રહ્માસ્મિ ” પણું હોય છે પણ તે વિંધ્યા વગરનું મોતી નકામુ છે, લોકો આવી સ્થિતિથી અગર અન્ય ચમત્કારોથી મોહિત થાય થાય છે, પણ તે ખરેખર સદ્‌ગુરૂ થવાને લાયક નથી. અને તે પોતે ગુરૂ પુત્ર પણ કહેવાય નહીં. જો મછેંદ્રનાથે પોતાના શિષ્યને નિચે પ્રમાણે એક પદમાં બોધ કર્યો છે.

૫૬

સોહી કરચા બે કરચા, નહિ ગુરૂકા બચ્ચા,....સોહી ક૦
દુનિયા ત્યજકર ખાખ લગાઇ,
જા બેઠા જંગલમેં, ખેચરી મૂદ્રા વજ્રાસનપર
ધ્યાન ધરત હિ મનમાં.............................સોહી ક૦
ગુપ્ત હોકર પ્રગટ હોવે, જાવે મથુરા કાશી
બ્રંહ્મ રંધ્રસે, પ્રાણુ નિકાલે સત્ય
લોકકા વાસી,.........................................સોહી ક૦
કુંડલિનીકુ ખુબ ચઢાવે, બ્રહ્મ રંધ્ર લે જાવે
ચલતા હે પાણી કે, ઉપર મુખ બોલે
સો હોવે...................................................સોહી ક૦
શાસ્ત્રમે કહ્યુ રહી ન બાકી, પુરા જ્ઞાન કમાયા,
વેદવિધિકા મારગ ચલકર તનકાલકરાકીયા.....સોહી ક૦
કહે મછેન્દર સુન બે ગોરખ, તીનું ઉપર જાના
કિરપા ભઈ જબ સદ્‌ગુરૂજીકી, આપઆપકુ ચીન્હા
**સોહી સચ્ચા બે સચ્ચા, ઓહી ગુરૂકા બચ્ચા.**
.........................સોહી સ૦

વળી ભગવત્ ગીતામાં શ્રી કૃષ્ણ અર્જુનને પણ કહે છે કે

**मनुष्याणां सहस्रेषु क्वश्चितद्यतति सिद्धये**
**यतातामपि सिद्धानां क्वश्चिन्मां वेत्ति तत्वतः ॥**

**અર્થ**—મનુષ્યોમાં હજારોમાં એકાદજ સિદ્ધ દશાને પામે છે. અને એવા અનેક સિદ્ધોમાં એકાદજ તત્વવેત્તા બને છે. તે પ્રમાણે આ કેવલ દેહ એ સિદ્ધ દશામાં લાવે

છે. અને વળી મનુષ્ય એટલે જેને મોક્ષની ઇચ્છા થઈ મુમુક્ષુ બનેલો હોય તેજ મનુષ્ય સમજવાનો છે.

શિષ્ય—મહારાજ ! સિદ્ધ દશા તો બસ પૂર્ણદશા કહેવાય. પછી બાકી શું રહ્યું !

ગુરૂ—આનુંજ નામ "શબ્દ મોહ"ને તેમાં તું પણ સિદ્ધ એ શબ્દમાં વહ્યો ગયો. અરે સિદ્ધ અને સિદ્ધિ એ તો બધુંએ માયાનો ચમત્કાર છે. જે જે બાબતમાં સિદ્ધિ મેળવે તેને તે તે બાબતનો તે સિદ્ધજ ગણાય. જેમ મંત્રી પોતાના મંત્ર સામર્થ્ય વડે મહાન્ મહાન્ ઝેરી દંશોનું ઝેર ઉતારે. અગર ભૂત, પ્રેત, બ્રહ્મરાક્ષસ, જીંદને સીસામાં ઉતારે, તે તે વિષયનો તે મંત્ર સિદ્ધ કહેવાય તે પ્રમાણે મંત્ર સિદ્ધ, યંત્ર સિદ્ધ, અને માયાશ્રિત સિદ્ધિના સિદ્ધ થઈ શકાય, પણ આત્મ સિદ્ધ તો નહીંજ. આત્મ સિદ્ધિ એજ ખરી સિદ્ધિ છે.

શિષ્ય—હા બાપજી ! ઘણા સિદ્ધો વચન માત્ર વડે કરીને, કોઇને પૂત્ર આપે છે. કોઈને દ્રવ્ય આપે છે. કોઈને આંખો આપે છે. એ બધું એ આપે છે તે પરથી ઘણા લોકો તેને મહાત્મા માને છે, અને તેની પુંઠે પડે છે.

પણ તેમાં તે સિદ્ધ પુરૂષની કેટલી હાની થાય છે ! તેનો ખ્યાલ પણ નથી ! કારણ તે પરમાત્મપદથી ભ્રષ્ટ થાય છે અને સિદ્ધાઇના અભિમાનમાં ખેંચાઇ જાય છે.

સિદ્ધિ—એ એક ઉછીનું ઐશ્વર્ય છે. તમારે ત્યાં લગ્ન પ્રસંગ હોય, અને તમો સરકારમાંથી પોલીસ માંગી

હચો, તે પોલીસ તમારો પેહેરો ભરે, તેથી તમારી લોકોમાં કીર્તિ થાય, તમો હરખાઓ, તમારો વૈભવ દેખાય, પોલીસવાળા તમારી તેનાત ઉઠાવે, પણ મુદત પુરી થઈ કે, પોલીસ પાછી જાય. અને તમારૂ પગારનું તથા પોલીસને રાજી રાખવા, તેમની ખાનપાનાદી તથા હાજતો પુરી પાડયાનું ખર્ચ ફોકટ ગયું તેમ છે. માટે સિદ્ધિમાં મોહવું નહીં.

**શિષ્ય**—મહારાજ ! એક કૈવલ્ય દેહ જાણવાને બાને મેં આપને ઘણાજ પરિશ્રમ આપ્યા તે ક્ષમા કરો. અને હૃદય એટલે શું તે સમજયો, પણ એ હૃદયનું ઠેકાણું આપે નમુદ કર્યું નહીં. અને પરમાત્મા સર્વ વ્યાપી છતાં હૃદયમાંજ કેમ પ્રતિત થાય ? તેનો ખુલાસો બાકી રહ્યો. તેથી અશાંતિ રહે છે, તો કૃપા કરો. મને ઉપકૃત્ય કરી શાંત કરવા પ્રાર્થના છે.

**ઇતિશ્રી ધ્યાનયોગના ઉત્તરાર્ધનો હૃદય અને હૃદયસ્થ ભગવાન વિષેનો ચોથો અધ્યાય સમાપ્ત થયો ॥૪॥**

---

## અધ્યાય ૫ મો.

---

### પિંડ બ્રહ્માંડની રચના.

**ગુરૂ**—ભાઇ ! તેં તો **ગુહ્યતમ ગુહ્ય** (છાનામાં છાનું) એવી વાત પુછી તે હૃદય બતાવવું એજ જ્ઞાનનો ઉપદેશ થાય છે. અને ભગવત્ ગીતામાં કહ્યા પ્રમાણે **ઉપદેક્ષંતિતેજ્ઞાનં** આવો ઉલ્લેખ છે, તો તે તો તું રીત પ્રમાણે સદ્ગુરૂને શરણે ગયા વગર જાણુ પડે નહીં. અને તે ચોરે ચૌટે

બેસીને કહેવાનું નથી. ગુરૂ શિષ્યના એકાંતમાં એકજ અક્ષરથી તેને સમજાવી તત્વમસી માહ વાક્યનો બોધ અને અનુભવ આપી આત્મસાક્ષાત્કાર કરવાનો હોય છે.

**શિષ્ય**—મહારાજ! મહાન્ મહાન્ ગ્રંથો શીખવામાં અને શીખવવામાં કાલ વ્યતિત થાય, અને લોકો પરિશ્રમથી તે ગુરૂ પાસેથી શીખીને નિષ્ણાત થાય છે. અને તમો તો એકજ અક્ષર અને વળી તે એકાંતમાં શીખવાડેથી પૂર્તતા થાય છે એમ કહો છો, એ ગેબી વાત છે? તેના વિચારમાં હું પડયો છું, ઘણા માહાત્માઓ લેકચરોમાં, પ્રવચનમાં, કીર્તનમાં, પુરાણમાં, કથામાં, બ્રહ્મ, નિરૂપણ કરે છે, તો તે કેવું? અને આ ગુપ્ત તે કેવું? તે તો પ્રથમ કહેશો ત્યારેજ, મારો બહારનો મોહ નષ્ટ થશે.

**ગુરૂ**—ભાઈ! તું જે કહે છે એ બધુંએ શબ્દ જ્ઞાન, પરમાત્માનું રૂપ કે આપણું સ્વરૂપ, એ શબ્દ જ્ઞાનની પાર છે, અને તે શબ્દ વડેજ સમજાવી શકાય એટલે જ્યાં શબ્દ ખુટે છે, તેટલી સરહદ સુધીનું જ્ઞાન શબ્દથી આપી શકાય છે. પછીનું સુખ તો તેણેજ ભોગવવાનું છે. ને તે સુખનો સંકેત, નિશાની, માત્ર કહી શકાય છે. અને ૧૪ વિદ્યા, ૬૪ કળાઓએ બધુંએ શબ્દબ્રહ્મમાંથી ઉત્પન્ન થયું. એવું એકજ અક્ષરસ્વરૂપ ૐइतिएकाक्षरंब्रह्म એનોજ ઉપદેશ એકાંતમાં થાય છે.

**શિષ્ય**—મહારાજ! એમાં તો એકાંતનું શું કામ છે! ૐકારના ચિત્રો બજારમાં મળે છે. તેમાં બધી સૃષ્ટિના ચિત્રો કાઢેલા હોય છે. તે વાંચેથી બધું સમજાય છે. પછી આ શું છે? તે હજુ સમજાતું નથી.

ગુરૂ—અરે ! આ લોકોમાં જાહેર ઓંકાર જે છે તે તો અપભ્રંશ છે. અગર તો બીજી ભાષામાં કહીએ તો તે ઓંકારની સુપ્ત દશા છે. એટલે ઉંઘતો ઓંકાર છે. તેને સદ્‌ગુરૂ જાગૃત કરે છે. અને સૃષ્ટિની પહેલાં આદિ પુરૂષના નિશ્વાસથી થતો ધ્વની તે જે શબ્દથી બોલી શકાય તે આ શબ્દ બ્રહ્મ ઓંકાર છે. અને તેમાં અકાર ઊકાર મકાર એવી માત્રૃકાઓ સમાયલી છે. અને તેજ માતૃકાઓ સ્પષ્ટ અને ત્રિસ્તર્ણ દશામાં વેદ રૂપ બની છે. અને પછી છંદ વિગેરે થઈને આ આખી શબ્દબ્રહ્મની પરંપરા, અને ૫૨ (બાવન) માતૃકાઓ (અક્ષરો) થઈ છે. તે ઓંકારને જાણે, શીખે, એટલે બધાએ વેદ અને બાવન અક્ષરોની જુદી જુદી જોડણીમાં થતા મંત્રો, એ બધાયનું એ ફળ એકી વખતે પ્રતિત થાય છે. અને ઓંકાર રૂપ **પરમાત્માનું-તારૂ સ્વરૂપ** તેમજ બ્રહ્માંડ પણ ઓંકાર રૂપ ભાસે છે એટલે એક ઓંકાર શિખ્યાથી આખા પિંડ બ્રહ્માંડની રચના, ઘટના, સ્થાન, વિગેરે બધુંએ જાણી શકાય છે.

**શિષ્ય**—શું મહારાજ ! આ જગત્ અને આપણે તથા પરમાત્મા એ બધુંએ ઓંકાર રૂપ છે !

**ગુરૂ**—હા, તને સંશય છે ! પણ ભાઇ તું ભુગોળ ભણ્યો છું ! નકશો ભણ્યો છું !

**શિષ્ય**—હા, મહારાજ હું આખી પૃથ્વીનો નકશો શિખ્યો છું, અને એશિયા, આફ્રિકા, આદી ચારે ખંડોની ભુગોળ શિખ્યો છું.

**ગુરૂ**—ભાઇ ! ત્યારે તારૂં શિક્ષણ એકલી ભૂગોળ અગર એકલા નકશાથી ન થાત ! બે વાનાં શા માટે ભણવા પડયાં ?

શિષ્ય—સ્વામિન્ ! ભૂગોળમાં નદી, પર્વત, શહેર ગામડાં એનું શબ્દથી વર્ણન હોય છે. કયા દેશમાં શું પાકે છે, તેનું પણ વર્ણન હોય છે. પણ એકજ નદી ઘણાં શહેરોને વળગીને સેંકડો માઈલ ગઈ હોય, અને એકજ પર્વત લાંબો સેંકડો માઈલ સુધીનો હોય, તેનો યથાર્થ બોધ થવા સારૂ નકશામાં જોવાની જરૂર છે. વળી નકશો એ બતાવે છે કે, કયો દેશ કયા દેશની કઇ દીશાએ છે. કેટલા માઇલને છેટે છે. બાપજી ! નકશો તે નકશોજ. માટે ભૂગોળ જોઈ નકશામાં મેળવણી કરવી પડે છે, ત્યારે બધું શિખાય છે.

ગુરૂ—શાબાશ ! આ વાત જેમ ખરી છે. તેમ, ઓંકાર એ પિંડ બ્રહ્માંડનો નકશો છે, અને અધ્યાત્મ વિદ્યાના ગ્રંથો એ ભુગોળ છે, અને સદ્‌ગુરૂ એ એક મહેતાજી છે. તે આ અધ્યાત્મિક ભુગોલ પરથી ઓંકારનો નકશો સમજાવે છે. તેમાં પ્રથમ બ્રહ્માંડ; સ્વર્ગ, મૃત્યુ, પાતાળ, કૈલાસ, વૈકુંઠ, ભુલોક, ભુવરલોક, સ્વરલોક, મહરલોક જનલોક, તપલોક એ બધું બતાવે છે. અને તે બધું આ ૩ા હાથના શરીરાકૃતી પર સમજાવી આપે છે. જેથી સ્પષ્ટ જાણી શકાય છે કે, બ્રહ્માંડમાં છે તેટલું બધુંએ આ પિંડમાં છે. પિંડમાં પણ ૧૪ ભુવન સમાયલા છે અને આ બધું માયામય છે. તું તો માયાની બહાર છું, જેટલું માયામય છે તેટલાનો નાશ છે. કબીરે એક ઠેકાણે કહ્યું છે કે—

સ્વર્ગ મૃત્યુ પાતાલ રહે નહી, પંચ ભૂત ધૂલ ધાની,
ઇસિ માયેકે ખટાટોપસે આખર ગઇ નિશાની
ભજલે રામ દયા ઘનકું સમજલે જાૂઠી માયાકું.

**શિષ્ય**—મહારાજ ! તમે તો પાંચ દેહ કહ્યા તે બધા ઓંકારમાં આવે છે !

**ગુરૂ**—હા ભાઈ, એ પાંચે દેહ અને આ બ્રહ્માંડના સર્વ દેવતાઓ સહુ મળીને છે. તેથી બધાએ આવે છે.

**શિષ્ય**—મહારાજ ! બ્રહ્માંડમાં તો ૩૩ કરોડ દેવતા છે પછી એ બધાએ સમજતા પાર ક્યાં આવે !

**ગુરૂ**—ભાઈ ! હજુ તું બરાબર તેમાંનું વર્મ કેમ સમજતો નથી ! હિંદુસ્તાન દેશની ઓળખાણ કરાવી તો પછી હીંદુસ્તાનમાં ૩૩ કરોડ મનુષ્યોની વસ્તી છે માટે શું તે બધાએ મનુષ્યોની ઓળખાણ કરવાની જરૂર છે ! હિંદુસ્તાન દેશ, તે દેશની વસ્તી, અને ત્યાંનો ચક્રવર્ત્તિ રાજા જાણ્યો, એટલે આખું હિંદુસ્તાન જાણી શકાય તે પ્રમાણે બ્રહ્માંડમાં મુખ્ય પાંચ દેવતાઓ છે, તે જાણવાથી સર્વે લોક લોકાંતરને જાણી શકાય છે.

**શિષ્ય**—મહારાજ ! એ પાંચ દેવતા કઈ ? તે કહો.

**ગુરૂ**—જો ભાઇ, એક **બ્રહ્મદેવ**, બ્રહ્મદેવને જાણ્યો એટલે તેના તાબાના સર્વે ૧૪ ભુવનો જણાઇ જાય છે. ૨ જો વિષ્ણુ જાણ્યો એટલે વૈકુંઠ જાણી શકાય છે. ૩ જો શંકર જાણ્યો એટલે આખુ કૈલાસ જાણી શકાય છે. ૪ થો ઈશ્વર જાણ્યો એટલે આખું બ્રહ્માંડ જાણી શકાય છે. પછી પાંચમો આદી પુરૂષ જાણ્યો એટલે વિશ્વભંર જાણી શકાય છે. અક્ષર સ્વરૂપ જાણી શકાય છે, અક્ષર પુરૂષ સમજી શકાય છે, એ રીતે મુખ્ય દેવતાઓજ સદ્‌ગુરૂ સમજાવે છે. અને ક્ષરાક્ષરાતિત ઉત્તમ પુરૂષ કે જે આત્મારામ વાસુદેવ હૃદયસ્થ ભગવાન તેનો અનુભવ કરાવે છે. અને તેનેજ

આત્મસાક્ષાત્કાર કહેવાય છે. અને આત્મનિવેદન ભક્તિ ત્યારેજ સંભવે છે.

શિષ્ય—ત્યારે પિંડમાં એ બધુંએ છે!

ગુરૂ—હા, એ બધુંએ છે.

શિષ્ય—ત્યારે તેમાં હું કયાં આવ્યો!

ગુરૂ—ભાઇ પિંડમાં જે તને "હું" એવું ભાસે છે તેજ બ્રહ્માંડમાં "ઇશ્વર" છે. તને તારા પિંડનો અભિમાન છે એ જીવદશા છે. અને જેને બ્રહ્માંડનો અભિમાન છે તેને ઇશ્વર કહે છે.

શિષ્ય—ત્યારે; હું અને ઇશ્વર બરાબર થયા! પછી ઇશ્વરી સત્તા તો જબરી છે; અને મારી તો કંઈ સત્તાજ નથી. પછી બરાબરી કેમ કહેવાય!

ગુરૂ—ભાઈ તું જ્યારે સદ્‌ગુરૂના બોધથી તને જાણી લઇશ ત્યારે, તેં મહાકારણ દેહમાં પ્રવેશ કર્યો એમ કહેવાય, હું તને પહેલોજ કહી ગયો કે, તે દેહની તૂર્યાવસ્થા છે, અને બધી અવસ્થાની તે સાક્ષીરૂપ છે. તે પ્રમાણે તું જ્યારે તને જાણીશ ત્યારે આ ત્રણે અવસ્થાનો ચાલક હું છું, એમ તને ભાસશે. કારણ ત્યાં "**પ્રત્યગાત્મા**" અભિમાન છે. જેમ પિંડમાં તું તુર્ય રૂપે છે, તેમજ બ્રહ્માંડમાં એજ તારૂં સ્વરૂપ ઇશ્વર રૂપ છે, તે ઇશ્વરના હાથમાં બધાએ જીવોની દોરી છે, જેમ કોઈ પુતળીઓનો ખેલ કરનાર પડદાને ઓથે રહી બધી પુતળીઓની દોરી હાથમાં રાખી નાચ કરાવે છે, તે પ્રમાણે આ પિંડને નચાવનારૂં પરમાત્માનુ જે સ્વરૂપ જેને અમે તારૂં સ્વરૂપ કહીએ છીએ તે જીવ રૂપે છે,

અને બ્રહ્માંડને નચાવનારૂ જે પરમાત્માનું સ્વરૂપ છે તેને ઇશ્વર કહેવામાં આવે છે, અહીં સત્તાની દ્રષ્ટિએ જોવાનું નથી. પણ પિંડ બ્રહ્માંડની તુલનાત્મક દ્રષ્ટિએ જોવાનું છે.

શિષ્ય—ત્યારે, આ જીવ પણ મરવાવાળો ને ઇશ્વર પણ મરવાળોજ એમ થાય !

ગુરૂ—અરે ભાઇ ! મરવું ને જન્મવું એ તો શરીરનું કાર્ય છે. જીવ તો અજરામર છે. પણ આ જીવને જીવ દશા કેવળ અવિદ્યા અને અજ્ઞાનનીજ છાયા છવાયાથી મરવા જન્મવાની પ્રતિત થઇ છે. જેથી આપણે અવિદ્યા દેહી છીએ અને ઈશ્વર વિદ્યા દેહી છે. તે પોતાના સ્વરૂપને ન ભૂલતા આપણુને માયાના યંત્ર પર ચઢાવી ઝુલાવે છે.

દાખલો.

જેમ ઓરડાના ઊંબરા પર મુકેલો દિવો ઓરડામાં ને ઓશરીમાં પોતાનો પ્રકાશ પાડે છે તેમ ઈશ્વર મધ્યસ્થ હોવાથી; પોતાના સ્વરૂપમાં વિદ્યારૂપે રહી, અવિદ્યાના કાર્યો કરાવે છે; અને તેથીજ જ્યારે આ જીવની જીવ દશા દુર થાય છે ત્યારે તે તુર્યસ્થ બનેછે એટલે વિદ્યા દેહી બની પોતાના સ્વરૂપ તરફ વૃત્તિ નાંખે છે. એ રીતે જીવ અને શીવ કહો, અગર જીવ અને ઈશ્વર કહો, તેની એકાત્મતા થાય છે. એ દ્રષ્ટિએ ઇશ્વર અને જીવની બરાબરી સમજવાની છે.

શિષ્ય—મહારાજ ! તમે દેહ તો પાંચ ગણાવ્યા, અને આ અવિદ્યા દેહ અને વળી વિદ્યાદેહ ક્યાંથી આવ્યો.

ગુરૂ—ભાઈ દેહ તો પાંચજ છે, પણ માયાના બે પ્રકાર છે. અવિદ્યા માયા, અને વિદ્યા માયા. અને એ બંને

મળી દૈવિ માયા કહેવાય છે, અને તેથીજ પરમાત્માએ કહેલ છે કે,

**दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया**

તે પ્રમાણે બ્રહ્મલોક સુધી આ બધી અવિદ્યા માયા છે અને વિષ્ણુ શંકર એ વિદ્યા માયા છે. અને ઉન્મનિ અવસ્થા કે કેવાય, દેહ અગર (अहंब्रह्मास्मिपणुं) એ બધું બ્રહ્મવિદ્યાની માયા છે. મતલબ માયાથી ઉત્પન્ન થયેલા ૩ ગુણોમાં રજ, તમ, સત્વગુણ અને શુદ્ધ સત્વગુણ સુધી આ દશા છે. પણ પરમાત્મ સ્વરૂપ તો ગુણાતિતજ છે. અહંબ્રહ્માસ્મીમાં ત્રણે ગુણોનું ગુણ સામ્યપણું હોય છે, એટલે ગુણ તો ખરાજ, નિર્ગુણ નહીં. પરંતુ આગળ પડતો એકે ગુણ હોતો નથી, તેથી તે ગુણ શામ્ય દશા કહેવાય છે, તેટલાજ માટે પ્રથમ ઇશ્વરને શરણે જવાનું ભગવત્ ગીતામાં કહેલું છે.

**इश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।**
**भ्रामयन्सर्वभूतानि यन्त्रारुढानि मायया**
**तमेव शरणं गच्छ सर्वं भोवन भारत**
**तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्ससिशाश्वतम्**

**भ० गी० अ० १८ श्लोक ६१-६२**

સારાંશ પરમાત્મ પ્રાપ્તિ માટે અધ્યાત્મવિદ્યાનો સંત મહાત્માઓનો એ સિદ્ધાંત છે કે, પરમાત્માની આજ્ઞા એવી છે કે, "હું થઇને મને ભજો" "સંત થઈ સંતને ભજવા" "શિવ થઈ શિવને ભજવા" તેમ ઈશ્વરત્વ પ્રાપ્ત કરી,

પરમેશ્વરની ઉપાસના કરવી. આ પ્રમાણે છે. અને તેનાજ ઉપસંહારાર્થ લાગલે કહે છે કેઃ—

**इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया**

**विमृश्यैतदशेषेण, यथेच्छसि तथा कुरु**

**શ્લોક ૬૩**

ભગવાને આ પ્રમાણે જ્ઞાનના બોધનો ઉપસંહાર કરીને કહે છે કેઃ—

આ પ્રમાણે મેં છાનામાં છાનું જ્ઞાન તને કહ્યું હવે તારી ઇચ્છામાં આવે તે કર.

**શિષ્ય**—મહારાજ! હું સમજ્યો. હૃદયસ્થાન બતાવી હૃદયસ્થની ઓળખાણ કરાવવી તેજ જ્ઞાન અને તેજ આત્મસાક્ષાત્કાર એમ આપના અનુગ્રહથી સમજ્યો ત્યારે આજકાલ જગત્‌માં કેટલાએક કોઇ સંત ચરિત્રોને વાંચી તેમના પર પૂર્ણ વિશ્વાસ રાખી, તેમને ગુરૂ માની બેસે છે; કેટલાએક કોઇ મહાત્માઓ કંઇ મંત્ર કે સ્તોત્ર જપવા કહે, તેમાંજ તેમને ગુરૂ માની બેસે છે, વળી કેટલાએક આચાર્યોની કંઠી બાંધી તેમને ગુરૂ માની બેસે છે. આ દુનિયામાં ચાલતી રૂઢી અને આપે કહેલ જ્ઞાનોપદેશ એમાં મહદ્‌ંતર છે. અને મને જે કંઈ સત્યાભાસ થયો તેવો સર્વ લોકોને નહીં થાય, માટે આ બાબતમાં કંઈ વધુ ખુલાસો થવાની ઇચ્છાએજ આવો આડકતરો પ્રશ્ન પુછયો છે. તો ક્ષમા કરી મારૂ ઈચ્છિત કાર્ય કરશો.

**ગુરૂ**—ભાઈ! તું કહે છે તે ખરૂં છે. કારણ આજે દુનિયા દોરંગી છે. પાખંડને માનનારી છે. બહારના દેખીતા

ડોળમાં ફસાય છે, પોતાની વિદ્વત્તાના જોરમાં, અને ડહાપણના અભિમાનમાં કેટલાએક તણાઈ પશ્ચિમાત્ય વિદ્યા ભુષણાલંકૃત પુરૂષો પોતાના મનેચ્છિત, મનઃકલ્પિત; એવા વિચારોથી અવળા નિશ્ચયો કરે છે. અને પોતાના સિદ્ધાંતોને જન સમાજમાં એવા મુકે છે કે, જેથી ઘણીવાર આપણે નિરૂત્તર થઈ જઈએ ! પણ એ બધુંએ નકામું છે, આ બધું આધિભૌતિક વિચારણાનું પરિણામ છે; પણ આપણું ધ્યેય તો અધ્યાત્મિક પર છે, અને આમાં અધ્યાત્મિક પરંપરાના શુદ્ધ પાયા પર ચણતર થતું નથી, અને જે તું કહે છે તેવી માન્યતા અગર તેવા ગુરૂ ખોટા નથી પણ એ બધા ગુરૂ વાક્યજ્ઞના કરાવનારા કહેવાય અર્થાત્ શબ્દબ્રહ્મનો ઉપદેશ કરવાવાળા છે; પણ આત્મસાક્ષાત્કારી નહીજ અને અમુક પ્રકારની માન્યતા એ પણ ઉપયોગી તો ખરી પરંતુ તેવી માન્યતાથી આ જન્મમાંજ, અને જીવતાં છતાં, જીવનમૂક્તિનો લાવો ભોગવીનિશંક થવાનું તે બનતું નથી, અને આથી કર્માકર્મથી છુટી શકાતું નથી. તેતો જ્ઞાનથીજ છુટી શકાય છે. અને તે જ્ઞાન તે એજ કે આપણે આપણા સ્વરૂપને જાણી પછી "**જ્ઞાન યજ્ઞ**" થી પરમાત્માનું યજન કરવું એવો શ્રી કૃષ્ણે ભગવત ગીતામાં ઉપદેશ કર્યો છે.

**तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया**
**उपदेक्षंति ते ज्ञानं ज्ञानिन स्तत्त्व दर्शिनः**

અર્થ—સદ્ગુરૂ આચાર્ય પાસે જઈ તેમને સાષ્ટાંગ નમન કરી, પોતાના મોક્ષાર્થ પ્રશ્ન કરી, સેવા કર જેથી,

તે તત્વદર્શિ તને તત્વજ્ઞાન–આત્મજ્ઞાનનો ઉપદેશ કરશે. અહીં મંત્ર કાનમાં ફુંકાશે એમ કહ્યું નથી. તે જ્ઞાન ન મળે ત્યાં સુધી आत्मज्ञान विना पार्थ सर्वकर्म निरर्थकं એમ પણ શ્રી કૃષ્ણે કહેલું છે. અને વળી નરશીમેહતા પણ કહે છે કે, **આત્મતત્વ ચિન્યો નહીં ત્યાં લગી સાધના સર્વ જુઠી.** અર્થાત તે લોક લોકાન્તરે લઈ જવા અને ઘણા જન્મે મોક્ષ પ્રાપ્ત કરવા કારણભૂત થાય, પણ વિહંગમ એટલે પક્ષી માર્ગ વડે, જેમ પક્ષી ઉડીને એકદમ ફળને પકડે છે, તેમ કીડી મંકોડીથી ન થાય. તે તો મુળથી થડે, ને થડથી ડાહાળે જાય, ત્યારેજ. તેથી આ સદ્‌ગુરૂ ગુહ્યતમ માર્ગ–આત્મજ્ઞાનોપદેશ કરે એ **વિહંગમ** માર્ગ કહેવાય છે. અને બીજો **પિપિલીકા** એટલે કીડીનો માર્ગ કહેવાય છે.

**શિષ્ય**—પ્રભો! હું હવે યથાર્થ સમજ્યો. પણ એક વાત ફરીને કહો તે એજ કે, ગુરૂ શિષ્યના એકાંતમાં જે એકાક્ષરનું વિવરણ થાય ને તેના સંબંધમાં ગુહ્ય હોય તે રક્ષણ કરી, વધુ ખુલાસો થતાં લોકોના પર મહાન્ ઉપકાર થશે. માટે તે જાણવાની ઇચ્છા છે.

**ગુરૂ**—ભાઇ! આમાં ગુહ્ય તે એજ કે હૃદયસ્થાન બતાવી શકાય નહીં. તેમ ઓંકારનું ચિત્ર કાઢીને બતાવી શકાય નહીં, અને તે ચિત્ર જોયા વગર પિંડ બ્રહ્માંડની રચના સમજાય નહીં. એ શિવાય એટલું ગુહ્ય રહસ્ય સાચવીને જે કંઈ કહી શકાય તેટલું તારી શ્રદ્ધાને લઇને દૃષ્ટાંત સાથે કહુ છું અને આ કથન શ્રી એકનાથ મહા-

રાજમુંજ છે, તેજ તને કહું છું. જ્યારે મનુષ્ય માત્રને રોગ થાય ત્યારે તે પોતે થઇને વૈદ્યની પાસે જાય છે, વૈદ્ય તેને કાષ્ટાદીક ચુર્ણાદીક એવા સૌમ્ય-સાદા ઉપચારો કરે છે, અને રોગ તેને તાબે ન થાય ત્યારે વૈદ્યે શું કરવું? એ તું સમજે છે!

શિષ્ય—હા, મહારાજ! હું બરાબર જાણું છું કે પછી વૈદ્ય માત્રા કે, કડક ઓષધ આપે, રસાયન આપે, એટલે વ્યાધિનું નિર્મૂળ થાય.

ગુરૂ—વ્યાધિ મટતાં સુધી અને મટયા પછી દરદીની શી દશા હોય છે! તે તું જાણે છે!

શિષ્ય—હા, મહારાજ! દરદીને અનેક તરેહના ખોરાક લેવાની ઇચ્છા હોય છે. પણ વૈદ્યે આપેલી ચરિથી, તેનો કંઈ ઉપાય ચાલતો નથી; અને ચરી ખુલ્લી થયા પછી, વૈદ્ય દરદીને સર્વ ખાવાની પરવાનગી આપે છે. પછી દરદીને આ ખાઉં કે તે ખાઉં એમ ખા, ખા, થાય છે.

ગુરૂ—બરાબર, તું દર્દીના લક્ષણ બરાબર સમજે છે, તો હવે તેજ દૃષ્ટાંત આપણે સદ્ગુરૂ માટે લઇએ, અને પછી આ તારી માન્યતા પ્રમાણે તું તેને ઘટાવજે.

શિષ્ય—હા મહારાજ, એ બરાબર સજ્જડ સમજાશે માટે આજ દૃષ્ટાંત રૂપે સમજાવો.

ગુરૂ—પણ ભાઇ! એક વાત કહે; જ્યારે દરદીને દરદ મટવાની આશા નથી હોતી અને તે ગુંચાય છે, ત્યારે અને સન્નિપાત દશામાં, તે શુ બોલે છે! તેનું કંઇ ધ્યાન તારા મનમાં આવ્યું છે!

શિષ્ય—હા મહારાજ, તે એમ કહે છે કે, હવે મારૂં શું થશે! આ છોકરાઓ કેમ નભાવશે! તે તો ઉડાઉ છે. મુર્ખ છે. એવી વિનાકારણ કલ્પનાઓ કરે છે. અને દુઃખી થાય છે, રડે છે, અને સન્નિપાતમાં તો પુછોજ માં, તે શું બોલે તેની કંઇ કલ્પનાજ નથી. દુનિયાપારની વાતો કરે, ત્રણે ભુવનની વાતો કહે, વખતે ડાહ્યા જેવું બોલે, વળી મહીંથી મૂર્ખતા વાપરે, એ પ્રમાણે મેળ અને તાલ વગરનુંજ બધુંએ કહેવાય.

ગુરૂ—શાબાશ! હવે જો હું તને કહુ છું! આ સંસાર એ ભવ રોગ ખરો કે નહીં? સર્વ રોગોમાં આ રોગ જબરો કે વારે વારે મરવું ને વારે વારે જન્મવું કેમ ખરૂને! હવે આ રોગના ડોકટર ખોળવો કે નહીં! તે કયા ડૉકટર તું સમજ્યો?

શિષ્ય—હા મહારાજ, આ રોગ મહાન્ અને અમર્યાદ છે. અને એના ધન્વંતરી તો મોક્ષદાતા, આત્મ સાક્ષાત્કાર કરાવી ભ્રમમાંથી મૂક્ત કરે તેજ સદ્‌ગુરૂ ધન્વંતરી કહેવાય.

ગુરૂ—શાબાશ છે! હવે કંઈ પ્રાપ્ત કરીશ ખરો, આ ભવરોગમાં ત્રિવિધ તાપ એટલે અધિભૂતિક, અધિદૈવિક, અધ્યાત્મિક એવા તાપથી તપ્ત થયેલા; હું અને મારૂં એમ કહી હમેશા બબડયા કરે છે. નાના પ્રકારના સંકલ્પ કરી તેનુંજ કથન કર્યા કરે છે. અને સ્વર્ગ તરફ જવાની હામ ધરાવી, યજ્ઞ યાગાદી કર્મો કરી સ્વર્ગની સીડી ચઢવા જાય છે. કેટલાક ચઢતા ચઢતાં પડે છે, તો કેટલાક

જઇને પાછા પડે છે. આ સ્થિતિ જ્યારે શુદ્ધિમાં દરદી હોય છે તે વખતની કલ્પના જેવી સમજવી.

શિષ્ય—ખરૂં મહારાજ ! હવે સન્નિપાતની કલ્પના કેવી તે કૃપા કરી કહો.

ગુરૂ—જ્યારે, સન્નિપાત થાય છે ત્યારે, ન ખાવાનું ખાય છે ન પીવાનું પીએ છે, ન બોલવાનું બોલે છે. પરસ્ત્રી અને પરદ્રવ્ય અપહાર કરવા દોડે છે. એકજ વૃત્તિ પર ટકીને રહેતો નથી. જ્ઞાનશક્તિ કેવળ નબળી પડી જાય છે. અને જેમ દરદી ઘડીએ ઘડીએ પાણી માગે છે તેમ આ ભવરોગી ઘડીએ ઘડીએ વિષય રૂપી જળ સેવન કરવા માગે છે. અને પછી જેમ સામાન્ય દરદી ચરી ન સાચવે કે, તેજ દરદ કાયમનું જડાઇ જઈ, તેમાં હાડીયોતાવ, ઝીણોતાવ, રહી પછી જેમ રક્તગત જવર, મજ્જાગત જવર, ધાતુગત્ જવર થઈ અસ્થિગત્ થાય છે અને ક્ષયની બિમારીમાં આવી પડે છે. તેમ આ ભવ રોગીની દશા થાય છે અને મોંની રૂચિ જતી રહે છે.

શિષ્ય—રૂચી કેવી રીતે ગઈ! રૂચી એટલે તો સ્વાદ અને તે તો બધાય વિષયનો આસ્વાદ લે છે. આમાં રૂચિ ગયાનું સમજાયું નહીં.

ગુરૂ—ભાઇ! રૂચીનું જવું એટલે, કંઇજ સ્વાદ ન લાગે એમ અર્થ નથી. પણ ખરો સ્વાદ ન જણાતાં ભલતાંજ સ્વાદ લાગે, તેનું નામ રૂચી ગઇ. ખરી રીતે વિષયોનો સ્વાદ કડવો છે. અને પરમાર્થનો સ્વાદ મીઠો છે તેમ

છતાં આજે પરમાર્થ કડવો થઈ પડયો છે, અને સંસારના વિષયો ગળ્યા થઇ પડયા છે.

શિષ્ય—તેનું કારણ શું હશે !

ગુરૂ—તેનું કારણ વિષયો ઝેરવત્ અને તે ઝેરની અસર તેનામાં ફેલાઇ છે, એજ કારણ. જેમ કોઈને સર્પ કરડયો હોય, અને તેને મંત્રી પાસે લેઈ જઇએ ત્યારે તે ઝેર કેટલું ચઢયું છે ! તેની ખાત્રી કરવા સારૂ તેને તે મંત્રી લિમડો ખાવા આપે છે ને પુછે છે કે, કેવો લાગ્યો ! ત્યારે તે દરદી કહે છે કે મીઠો લાગ્યો, અને સાકર ખાવા આપીને પુછે છે તો તે થુ, થુ, કરીને કાઢી નાંખે છે, અને કડવી કહે છે. બોલ ભાઈ! લિમડો કોઈ દિવસ મીઠો થયો ! અને સાકર કડવી થઇ ? એમ બન્યું છે !

શિષ્ય—નાના એમ તો શી રીતે બને ! આ તો ઝેર-નુંજ કારણ એ સત્ય છે. હું સમજ્યો. હવે ભવરોગી ક્ષયની દશામાં આવે છે પછી સદ્દગુરૂ શું કરે છે !

ગુરૂ—પછી સદગુરૂ રસોપચાર-રસાયન પ્રયોગ સરૂ કરે છે, તે એવી રીતે કે, ઓંકારમાંનો અક્ષરરસ, અર્ધ-માત્રા, તેને આપે છે,-બતાવે છે, તેથી તેનો ક્ષય મટી જઇને અક્ષય-અખંડ-નિત્ય-શાશ્વત-બને છે. અને અજરામર જન્મમરણ રહિત થાય છે.

શિષ્ય—અર્ધમાત્રા "અક્ષરરસ અર્ધમાત્રા" એટલે શું !

ગુરૂ—તેજ ઓંકાર (અક્ષર) એક અક્ષર શીખવાનું તે તેજ. તેમાં અર્ધ માત્રા હોય છે. તે ઠેકાણે આ જીવનું

પ્રતિબીંબ છે. તે બતાવી તેને સમજાવે છે કે "તું તે છે" એટલે त्वं तत् અને असी એવા વેદના મહાવાક્ય "तत्वमसि" નો બોધ કરે છે. અને દ્રષ્ટી સ્વરૂપ ભણી ખેંચાવે છે. આ અનુભવથી હું દેહી છું એવી જે માન્યતા ભ્રમ વડે કરીને થઈ હતી અને દેહ બુદ્ધિ ધારણ કરી હતી તે તત્કાલ નષ્ટ થઇ હું બ્રહ્મ છું એમ બુદ્ધિનો નિશ્ચય તે કરે છે.

**શિષ્ય**—અર્ધ માત્રા તે ˇ આવું ઓમને માથે હોય છે તેજને !

**ગુરૂ**—નાના ભાઇ તે નહીં પણ જ્યાં તૂર્યાવસ્થામાં આ જીવને હું જીવ છું એમ લાગતું હતુ, ત્યાં આ પરમાત્મ સ્વરૂપનું તું પ્રતિબીંબ છે એને જીવ માને છે એમ સમજાવી પછી જ્ઞાનયજ્ઞથી,–ગુરૂ વચન વિશ્વાસથી; સાધન દશામાં રહી, પરમાત્મમય બનાય છે, અર્થાત અર્ધમાત્રા એ ઓંકારમાંજ આવે છે, અને તું બતાવે છે તે ચિન્હ તો ઓંકાર બહાર છે. શબ્દાતિત છે.

**શિષ્ય**—બસ ! હવે પછી દરદી પ્રમાણે ચરી રાખવાની મટીજ ગઇ ના !

**ગુરૂ**—ના ના ચરી તો દરદ મટયા પછી પણ રાખવી પડે છે. એક ઠેકાણે શ્રી તુકારામ મહારાજ કહી ગયા છે કે જેમણે વિઠ્ઠલ માત્રા ખાધી તેમણે કામ ક્રોધ રૂપી મીઠું મરચું અને આશા મનસારૂપી તેલ આમલીની તો ચરી રાખવીજ જોઈએ.

**શિષ્ય**—ગુરૂ પુત્ર થઈને ચરી શાચવેછે કે નહીં તે માટે ગુરૂ ક્યાં પાસે રહી શકે !

ગુરૂ—ભાઈ! તેટલાજ માટે ગુરૂ પછી વૈરાગ્યની તેની પર ચોકી મુકે છે. અને સ્વરૂપાનુસંધાનની ચરી આપે છે. રોજ ધ્યાનવડે પોતાના સ્વરૂપનું અનુસંધાન રાખવું. કારણ ભ૦ ગીતામાં કહ્યું છે કે—

**ज्ञानाद्ध्यानं विशिष्यते**

આ પ્રમાણે જ્ઞાન થયું, સ્વરૂપને જાણ્યું, પછી તેના કરતાં ધ્યાન એ વિશેશ છે અને **ध्यानात फलत्याग** અને ધ્યાન કરતાં પણ સર્વ કર્મનો ફૂલત્યાગ એ શ્રેષ્ટ છે અને **स्त्यागाच्छान्तिरन्तरम्** અને આવો ત્યાગ થયા પછી શાંતિ પમાય છે. ને શાંતી તેજ સુખ છે. **अशांतिरस्यकुतः सुखं** જ્યાં સુધી શાંતી નથી ત્યાં સુધી સુખ ક્યાં છે? કર્મફૂલનો ત્યાગ નથી ત્યાં સુધી શાંતી નથી. ધ્યાનયોગ ન થાય ત્યાં સુધી કર્મફૂલનો ત્યાગ સંભવતો નથી. કારણ સ્વરૂપને જાણ્યા શીવાય ફૂલ ક્યાં અર્પણ કરવા! અર્પણ કરવાનું સ્થાન પેહેલું જાણ્યા પછી ત્યાં અર્પણ થઈ શકે, અને જ્ઞાન નથી ત્યાં સુધી ધ્યાન કોનું કરવું! માટે પ્રથમ જ્ઞાન પછી ધ્યાન, ધ્યાન પછી કર્મફૂલ ત્યાગ, એવા ત્યાગથી શાંતી ને શાંતી પછી સુખ આ પ્રમાણે ગુરૂ શિષ્ય પરંપરાથી માણુસ બોધયુક્ત થાય છે, અને આવા સ્વરૂપને ધ્યાવું તેજ સ્વરૂપાનુસંધાન, અગર નિર્ગુણ ધ્યાન કહેવાય છે.

શિષ્ય—મહારાજ! આ બોધ હું ઘણે ઠેકાણે ફર્યો પણ કંઇ જાણવા મળ્યો નથી, જ્યાં ત્યાં ફક્ત વાક્બ્રહ્મમાંજ મશગુલતા જોવામાં આવી પણ હવે દર્દીનું દષ્ટાંત બરાબર ઘટાઈ ગયું. પણ એકજ વાત બાકી રહી, તે એ કે,

દરદી વ્યાધી મૂક્ત થયા પછી ખા, ખા, તેને થાય છે, અને અહીં તો ભવ રોગનો વ્યાધી મટયા પછી ખાવા પીવાનું શું ! કે મટેલો ભાગ દૃષ્ટાંતમાંથી છોડી દેવો ! કે બીજી રીતે ઘટાવી શકાશે !

ગુરૂ—ના ના, શું કામ તેમ છોડી દેવું ? તે પણ ઘટાવીએ સાંભળ આચિત્ત જે વિષયનુંજ ચિંતન કરતું રહેતું, તે ચીંતાને જ્ઞાનાગ્નીમાં શેકી નાખી, તેની ધાણી બનાવી તે ખાય છે, કાળા, ગોરા, પાપી, પુણ્યાત્મા, ચાર વર્ણ, ચાર આશ્રમ, એ બધાને ચણા ગણી, જ્ઞાનાગ્નીમાં શેકી નાંખી, અહં, સોહં, ભાવનાના ગોળ સાથે ખુશીથી ખા ખા કરે છે. અને કમ-અકર્મના લાડુ ખુશીથી ઉડાવે છે. બ્રહ્માઃસ્મિના પકવાન્નો પણ ખાય છે. અને પછી ભુખ જીરવાતી નથી તેથી માયાની પુંઠે પડે છે. અને માયા તો બીકમાં કયાં નાસી ગઈ ! તેનો પત્તો લાગતો નથી. પછી સ્વાનંદની પુષ્ટિમાં ચડે છે. અને નિશંક, નિડર થઈ, જીવન-મૂક્ત દશામાં પોતાનું આયુષ્ય પુરૂં કરી અંતે પુરૂષોત્તમ પદમાં મળી જઈ, વિશ્વાકાર રૂપે સર્વ વ્યાપી બને છે.

શિષ્ય—વાહ ! મહારાજ ! આપે અનહદ ઉપકાર કર્યા. હવે સ્વરૂપ શું તે હું સમજ્યો. ને જ્યારે આપ કૃપા કરી સાક્ષાત્કાર કરાવશો ત્યારે મારા ભાગ્યનો પાર રહેશે નહીં. પણ હવે સ્વરૂપનું ધ્યાન કેવી રીતે કરવું તેનો કંઇ પ્રકાર સમજાવો તો કૃતકૃત્યતા થાય.

ઇતિશ્રી ધ્યાનયોગે ઉત્તરાર્ધે પિંડ બ્રહ્માંડની રચના વિષેનો ૫ મો અધ્યાય સમાપ્ત થયો ।।૫।।

# અધ્યાય ૬ ઠ્ઠો.

## સ્વ સ્વરૂપનું ધ્યાન, નિર્ગુણમાં પ્રવેશ.

ગુરૂ—હે શિષ્ય! હવે તેટલુંજ તારે જાણવાનું બાકી રહ્યું છે. કારણ શાસ્ત્રાધાર પ્રમાણે જોઇ જાણી, વાકેફ થઈ, પછી સદ્‌ગુરૂ પાસેથી જ્ઞાન મેળવવું. અને તે બધુંએ જ્યારે ફાવતું આવે, ત્યારે શાસ્ત્રાનુભવ, અને ગુરૂ અનુભવ, અગર પ્રતિતી પ્રાપ્ત થઈ એમ કહેવાય પછી આત્મપ્રતિતીજ મેળવવાની બાકી રહી અને અંતે તે પ્રતિતી મેળવી છેવટે ત્રણે પ્રતિતીની ત્રિપૂટી મટાડી દેવી. એ ઇતી કર્તવ્ય છે. તે પ્રમાણે તું હવે લાયક થયો છું. જો ભાઇ! સ્વરૂપનું ધ્યાન કરવાની રીત શ્રી. ભા. એકાદશ સ્કંધના ૧૪ મા અધ્યાયમાં ઉદ્ધવેજ શ્રીકૃષ્ણને પુછેલ છે. અને તેનો જવાબ શ્રીકૃષ્ણ પરમાત્માએ આપ્યો છે. જેની ઉપર શ્રી એકનાથ મહારાજે ટીકા કરી છે; તેજ ધ્યાન હું તને તેમના વચના ધારે જણાવું છું. બરાબર ધ્યાન આપજે કાનને પણ કાન ફુટવા દે જે. એટલામાં,

શિષ્ય—મહારાજ! કાનને પણ કાન એ શું!

ગુરૂ—જો ભાઈ હું બોલીશ, તે શબ્દ ગુણ આકાશનો છે. તારા કાનમાં અવાજ પેસસે; પછી શબ્દ આકાશમાં લીન થશે. શબ્દનો અર્થ તારી પાસે રહેશે. પણ અર્થ ધારોકે ભુલી જવાય, પણ અર્થના મનનથી જે પરિણામરૂપ સંસ્કૃતિ થઇ હોય, તો તે માત્ર કાયમ રહે છે. અને તે

સંસ્કૃતિ જ્યારે જોઈએ ત્યારે સાક્ષી આપે છે, પછી શબ્દ-અર્થ-યાદ ન આવે તોપણ સંસ્કૃતિનો અનુભવ અનુભવાય તેનું નામ કાનને પણ કાન કરવાના એવી આ ભાષા છે. સમજ્યોને !

શિષ્ય—હા, બરાબર સમજ્યો. હું કાનને નહીં પણ મારા સર્વાંગને કાન બનાવીશ. આપ કૃપા કરીને કહો.

ગુરૂ—ભાઈ ! આ ધ્યાન હૃદયમાં સન્મુખ કરવાનું છે.

શિષ્ય—મહારાજ સમજ્યો. હૃદય તો ન કહી શકાય. પણ સન્મુખ કરવાનું એટલે આપણા સામુજને !

ગુરૂ—ના ના; સન્મુખ એનો શબ્દાર્થ સામું એમ થાય છે, પણ અહીંજ પંડિતાઈ ચાલતી નથી. સન્મુખ એટલે સીધુ. સામુ કરવામાં આપણે જુદા, અને પરમાત્મા જુદા, એમ દ્વૈત થાય છે. અને આ તો આપણે આપણુંજ ધ્યાન કરવાનું છે. એટલે પરમાત્માથી અભેદ રહીને આપડે આપણું ધ્યાન કરવું તે સન્મુખ કહેવાય છે.

શિષ્ય—બરાબર મારી ખાત્રી થઈ કે અહીં પાંડિત્ય જ્ઞાન કામ આવતું નથી. હવે કૃપા કરી ધ્યાનની પરિપૂર્ણ હકીગત કહો.

ગુરૂ—(પરમ હર્ષથી કહે છે) શ્રીકૃષ્ણે કહ્યું છે.

हृत्पुण्डरीकमन्तस्थमूर्ध्वनालमधोमुखम् ।
ध्यात्वोर्ध्वमुखमुन्निद्रमष्टपत्रं सकर्णिकम् ॥

श्लोक ३६

અર્થ—જેવો કેળને દોડો આવે છે, તેવું આઠ દળ-વાળું બીડાયલું કમળ, અને પછવાડે ડીંટું, આબેહુબ કેળના ડોડા જેવું, તને પેહેલાં કહ્યા પ્રમાણે ગુરૂ પાસેથી એકાક્ષર (ઓંકાર)ના વિવરણમાં તું કોણ તે જાણી લઈ તારૂં હૃદય જે સદગુરૂ બતાવે તે હૃદયમાં આ ડોડાનું પ્રથમ ધ્યાન કરવું.

તે ડીંટું ઉપર, અને ડોડો નિચે, એવું અભ્યાસથી બરાબર દેખાય ત્યાંસુધી તેટલુંજ સ્થિત કરવું. એટલે પ્રાણાયામના બળથી કે, ધૃતિ અને ધારણાથી, તે ડોડાને ફેરવીને, નિચે ડીંટું અને ઉપર ડોડો કરી નાંખવો આવા પ્રકારે ધ્યાન કરવું. અને પછી તે બીડાયલા ડોડાની આઠ પાંખડીઓ કલ્પિ તે ખુલ્લી કરવી અને તેનો એટલો અભ્યાસ થવો જોઇએ કે જ્યારે આંખ મીંચી હૃદયમાં જોવાની કલ્પના કરતાંજ તે પ્રમાણે બધું જણાઇ આવવું જોઈએ. આટલું કાર્ય પ્રથમ થવું જોઈએ.

**શિષ્ય**—બસ, એટલેથી થયું!

**ગુરૂ**—ના ના, ભાઈ ઉતાવળો કેમ થાય છે? આ તો ફક્ત પરમાત્માના આસનની વાત થઈ હવે પછી તે કમળની અંદર સોળેકળા યુક્ત ચંદ્ર મંડળના તેજત્રનું, અને બારકળા યુક્ત સૂર્ય મંડળના તેજનું, અને દસકલા યુક્ત અગ્નિમંડળનું એ સર્વ તેજ એકત્ર કરી તેમાં સમાવવું. અને પંછી તેમાં શ્રીભગવાનની મૂર્ત્તિનું ધ્યાન કરવું.

**શિષ્ય**—મહારાજ! મને એક શંકા થઈ તે એ કે, એક સૂર્યના અજવાળામાં આંખો અંજાઇ જાય છે, તો બારકળા

સૂર્ય, અને ૧૬ કળા ચંદ્ર, અને દસકળા અગ્નિ, એ બધું તેજ ખરેખર દેખાય તો મરવુંજ પડે!! કારણ સહન કેમ થાય!

ગુરૂ—ભાઈ! એ તો તારૂંજ તેજ છે. જે ગુપ્ત છે તે પ્રગટ જોવાનું છે. તેનાથી કંઈ પિડા થતી હોત તો હમણાંજ કે આજ સુધી થયા વગર કેમ રહત! પણ ત્યાં ચંદ્રના તેજની શિતળતા નથી. તેમ સૂર્ય કે અગ્નિના તેજની દાહક કે, દિપક એવી ઉપાધી નથી. શિતોષ્ણ રહિત, આનંદ માત્ર છે. આત્મ જ્યોતી તેજ આ તેજ. કેટલાક આટલેથી અટકી જઇ આત્મદર્શન થયા એમ માને છે. પણ તે ભુલ છે. આ તો આત્માનો અનહદ પ્રકાશ છે. માટેજ આ પ્રકાશમાં મારી મૂર્ત્તિનું ધ્યાન કરવું એમ કહે છે.

कर्णिकायां न्यसेत्सूर्यसोमाग्नीनुत्तरोत्तरम ।
वन्हिमध्ये स्मरेद्रुपंममैतध्यानमङ्गलम् ॥

श्लोक ३७.

શિષ્ય—મૂર્ત્તિ કેવા પ્રકારે ધ્યાવી તે કહો.

ગુરૂ—समं प्रशान्तं सुमुखं दीर्घं चास चतुर्भुजम ।
सुचास सुन्दर ग्रीवं सुकपोलं शुचिस्मितम् ॥
समानकर्णविन्यस्तस्फुरन्मकरकुण्डलम् ।
हेमाम्बरं घनश्यामं श्रीवत्सश्रीनिकेतगम् ।

श्लोक ३९-४०

અર્થ—પોતાની સન્મુખ મૂર્ત્તિનું ચિંતન કરવું. તે ઘણી નિચી ના ઘણી ઉંચી, સમાન અવયવ સાથે, પ્રસન્ન વદન-હાસ્યવદન અને, કમળ માફક મૂર્ત્તિના બંન્ને નેત્ર, અને ભમેરા ધનુષ્યાકૃતી જેવી કાળી ભોર, કપાળમાં સુંદર કેશરી તિલક, અંદર કસ્તુરી મિશ્ર એવા કાળા રંગના બે ટપકાં, તે પર કંકુ અને અક્ષત-ચોખા ચઢાવેલ એવું, સુંદર સીધુ નાક, કપાળની ઉપરની બંન્ને બાજુએ બે દેદિપ્યમાન એવા ગંડસ્થળ, (કપાળ ઉપરના ઢકા) અને બે હોઠ પ્રવાળની માફક લાલ રંગના, અને હડપચી નાની અને ઉપર તે જાણે શુકલપક્ષની બીજના ચંદ્ર જેવી અર્ધવર્તુલાકાર, રેષા, અને જેમ હિરાની હિરકણીઓ બેસાડી હોય અગર ડાડમના બીયા માફક પરમાત્માની દંત પંક્તિઓ, કે જે પ્રભુ બોલે ત્યારે સેહેજ જોવામાં આવે, બંન્ને કાનમાં મકરાકાર (માછલી) કુંડલ, અને સ્મિત એટલે કિંચીત હાસ્ય, શંખના જેવી સુંદર ડોક, (ઓડ) ગળામાં કસ્તુભમણી, કે જેના તેજમાં સૂર્ય પણ લોપાઈ જાય એવો જેનો પ્રકાશ, ચાર હાથ, ભુજંગની માફક અજાનુબાહુ, એટલે નિચેના હાથ ઢીંચણ સુધીના લાંબા પેટ પર ત્રણ કરચલીઓ પડેલી છે, એવું અને દામોદર ચિન્હ એટલે જશોદાજીએ નાનપણમાં દોરડેથી બાંધેલા તે ચિન્હ, અને વિજળીની માફક તેજ, એવો પિળો પિતામ્બર પ્રભુએ પેહેરલ છે, ચંદનનો લેપ સર્વાંગે હોવાથી, શ્યામ સુંદરતા પર તે લેપ એક અનેરીજ શોભા આપી રહ્યો છે. કૌસ્તુભમણી ગળાને અડીને લટકે છે. એવું અને પગથી તે ગળા સુધી વનમાળા-તુળસીની માળા તાજી પ્રભુએ પરિધાન કરેલી છે. કેડે રત્નથી જડેલો

કમ્મર પટો-કંદોરો કે જેને ઝીણી ઝીણી ઘુઘરીઓ બાંધેલી છે. ઉપરના જમણા હાથમાં શંખ અને ડાબા હાથમાં ચક્ર ને નિચેના જમણા હાથમાં ગદા અને ડાબા હાથમાં પદ્મ એવા આયુધો ધારણ કરેલાં છે. સર્વે આયુધો ચૈતન્યમય છતાં ચક્ર દેદિપ્યમાન શોભી રહેલું છે. પરમાત્માની નાભિ-ઊંડી છે, જ્યાંથી બ્રહ્મદેવ ઉત્પન્ન થયા છે. એટલે ત્રણે લોકનું લોક પદ્મનું જ્યાં મુળ સમાયલું છે. બંન્ને ચરણો સુશોભિત છે. જેમના ચરણના પગલાની તળીએ ધ્વજ વજ્ર અંકુશ, યવ, પદ્મ, એવા ચિન્હો છે. અને પગના તળીયાં સૂર્યાસ્ત વખતે આકાશમાં દેખાતા લાલ રંગની માફક લાલ છે. કમ્મર પાતળી છે. કે જે જોઈ સિંહ લજ્જાયમાન થઈ જંગલમાં જઈ વસ્યો છે. ચરણમાં નુપૂર છે. જેનો ઝણત્કાર કળિકાળને કંપાવે છે. માથાના કેશ કુરળ-વાંકા વળેલા અને તે પર દેદિપ્યમાન મુગુટ પહેરેલો છે. મુગુટ પછવાડે મયુર પિંચ્છાનું વેષ્ટન છે. આ પ્રમાણે નખથી માંડીને, તે મુગુટ સુધી ધ્યાન કરવું. કે સંપૂર્ણ રીતે એ ધ્યાન સ્થિત થઇ જાય. જેના દર્શનથી દેહભાન રહે નહી. તરસ ભૂખનું સ્મરણ પણ થાય નહીં. એ પ્રમાણે સદૃઢ ધ્યાન અભ્યાસથી સ્થિત કરવું.

**શિષ્ય**—આ પ્રમાણે અભ્યાસ કરતાં કંઈ ભય ઉત્પન્ન થાય છે કે કેમ!

**ગુરૂ**—ભાઈ! આ જીવનો બિકણ સ્વભાવ હોય છે. ત્યાં કંઈ ભૂત, પ્રેત, પિશાચ્ચ કે, રાક્ષસ નથી. ડરવાનું શું હોય! ત્યાં તો તને તારૂં સ્વરૂપજ જોવાનું છે. ત્યાં બિક કોની! કદાચ જરા મન ચમકે તો ત્યાં પ્રભુનું સ્મરણ

ફરી દેવું. કદાચ આરણા તુટે તો, હરકત નથી પણ ધ્યાનને તુટવા દેવું નહીં.

**શિષ્ય**—આવું ધ્યાન ક્યારે કઇ વખતે અને કેટલા દિવસ સુધી કરવું પડે!

**ગુરૂ**—ભાઈ! કોઇ માણુસ એમ પુછે કે મારે આ ભાત ભાતના પકવાન્નમાંથી શું ખાવું! ને કેટલું ખાવું! ક્યારે ખાવું! એનો જવાબ શું અપાય! જ્યારે ભૂખ લાગે ત્યારે, અને રૂચે તે, અને તેટલું, વળી પેટ ભરાતા સુધી ખાવું, પાછો ભૂખ્યો થાય તો ફરી ખાવું એ શિવાય બીજો કંઈ જવાબ ન જ હોય! તેમ તને તારૂં મન તૃપ્ત થાય ત્યાં સુધી; તું નિયમસર અવકાશ કાઢે તેટલું, ધ્યાન કરવું. તને તેનો આસ્વાદ લાગશે ત્યારે, કોઈને પુછવાનોજ નથી. કે મારે કેટલું ને ક્યાં સુધી ધ્યાન કરવું.

**શિષ્ય**—હા મહારાજ! મારૂં તેમ કહેવું ન હતું. છતાં તે પણ ખુલાસો ઠીક થયો. હું તો એમ પુછુછું કે, સવારે કે સાંજે! નાહીને કે નાહ્યા વગર પણ થઇ શકે! ઘેર બેશીને કે કોઇ મંદિરમાં કે જંગલમાં જવું પડે, એમ પુછવાનો ભાવ છે.

**ગુરૂ**—તું જ્યાં જ્યાં જઇશ ત્યાં ત્યાં તુને તુજ છે. અને તને તારૂંજ ધ્યાન કરવાનું છે. પછી આ પ્રશ્નની કીંમત શી? પણ તારો વાંક નથી આ જીવદશાજ મનુષ્ય માત્રને ભમાવે છે. જો ભાઈ! તું નાહી ધોઈ પવિત્ર સ્થળે આસન ઘાલીને ધ્યાન કરે તો તે જલદી સાધ્ય થાય. કારણ જે રસ્તે ચિત્તની વ્યગ્રતા ન થતાં પ્રસન્નતા રહે અને

એકાત્મતા થઇ શકે, તેમ કરવાનું છે. ઉતાવળે ઉતાવળે નાહવું, અને ધ્યાનમાં બેસવું, અને ચિત્ત બીજા ધંધાની ઉતાવળે તેમાં પરોવાય નહીં તો એ ધ્યાન કેટલાય વર્ષો કરો તો પણ સુસાધ્ય નજ થાય. જેને આખો દિવસ પોતાના ગૃહ-ધંધામાં કે કઢંગી નોકરીમાં ઘાલવો પડે છે, એમણે તો મળસકે ઉઠીને, પથારીમાં બેસીને, અગર રાત્રે સુતા પહેલાં પથારીમાં બેસીને, અને ઉંઘતા સુધી તેનું, તેજ ધ્યાન રાખે તો પણ વાંધો નથી. અરે ભાઈ! એક વાર આ ધ્યાન સ્થિત થશે તો પછી આવતાં, જતાં, ઉઠતાં, બેસતાં, લેતાં આપતાં બોલતાં, ખાતાં, પિતાં, શૈય્યામાં રતિ અવસરે, મલમૂત્ર ત્યાગ વખતે પણ તમારી વૃત્તિમાં જ રહેવાનું છે. તે મહાન્ પવિત્ર છે માટે એ શંકાને તું બિલકુલ સ્થાન આપીશ નહીં.

શિષ્ય—મહારાજ! યથાર્થ છે. હવે સમજ્યો પણ વળી એક શંકા પાછી ઊભી થઈ. આપ આજ્ઞા કરો તો કહું.

ગુરૂ—ભાઇ! શ્રદ્ધાવાન, પ્રજ્ઞાવાન, મુમુક્ષુ માટે સર્વ છુટ છે, કારણ એક વાર તને કહ્યું છે કે, સંશય રહિત થવું એજ પરમાર્થનું મુખ્ય ધ્યેય છે.

શિષ્ય—મહારાજ! આપે તો મૂર્ત્તિનું સાકાર ધ્યાન કહ્યું નિર્ગુણનું ધ્યાન કહેવાની વાતમાં, તમે તો મૂર્ત્તિનું ધ્યાન કહ્યું આ શું?

ગુરૂ—આ તારી શંકા ગુરૂ પાસેથી ઓંકારનું વિવરણ જાણ્યા શિવાય જાય તેવી નથી તોપણ તને સમજાવું છું; સાંભળ! આ ધ્યાન શરિરમાં જે સ્થળે કરવાનું છે તે સ્થળ બ્રહ્માંડ બહારનું છે. ત્યાં માયાનું આવરણ નથી. માયા ત્યાં

આકાર છે. અને માયાના પુત્રો ત્રણ ગુણ છે. જ્યાં ગુણ સમાયલા છે તે સગુણ આને કહાય તું આ સ્વરૂપને સગુણ કહે તો, એવા શબ્દોમાં મારે કહેવું પડશે કે, આ માયા રહિત ચૈત્યન અને જ્ઞાન ઘન સગુણ સ્વરૂપ છે આ સ્વરૂપને વાસુદેવ સ્વરૂપ કહેવાય છે.

શિષ્ય—વાસુદેવજ નામ કેમ આપ્યું !

ગુરૂ—ત્રણે ભૂવનમાં, ચરાચરમાં વ્યાપિ રહેલ છે. અને જે સ્વરૂપનો અગ્નિથી કે, શસ્ત્રથી પવનથી કે, પાણીથી, નાશ થતો નથી, એવું અવિનાશ સ્વરૂપ તે આ છે. માટે તેને વાસુદેવ કહે છે.

શિષ્ય—મહારાજ! જગતમાં વ્યાપિ રહેલ તો અદૃષ્ય છે. આ તો મૂર્ત્તિ છે. તે અદૃષ્યનું ધ્યાન કેમ કરવું!

ગુરૂ—હે શિષ્ય ! તારૂં ધ્યેય ઘણું ઉત્તમ છે. અદૃષ્યનું ધ્યાન એકદમ ન થઈ શકે, માટે આ ધ્યાન બતાવ્યું. હવે આમાંથી અદૃષ્યમાં જવાની જે ખુબી છે તે બદલ સંતો શું યુક્તિ બતાવે છે, તે સાંભળ. કૃષ્ણ પરમાત્માએ ઉદ્ધવને આ ધ્યાન પ્રથમ કહ્યું તેનું કારણ આપણે જો તાજું અને ખુશબોદાર ઘી ખાવા જઈએ ! ત્યારે થીજેલું હોય તો તે આંગળી પર લઇ ચાખી જોવાય છે અને સ્વાદ ખબર પડે છે. નજરે જોતાં હૈડું હરખાય છે. અને ઘી કણિદાર છે એમ પણ પરખાય છે. પછી તેજ ઘી ઓગળે કે આકાર રહિત થાય છે. પણ ઘી તે કંઇ છાશ નજ બને! અને ઓગળેલા ઘી કરતાં થીજેલું સારૂં લાગે છે તે પ્રમાણે આ સ્વરૂપ છે. આપણને થીજેલું ઘી ખાવાનું મન થાય તો, આ સ્વરૂપનું સંધાન કાયમ જ છે. નહીં તો હવે પછી કહેવામાં

આવશે તે પ્રમાણે, ઓગળેલાની માફક કેવળ નિરામય સ્થિતિમાં પણ તૃપ્ત રહી શકાય છે. તે સાંભળ. આ પ્રમાણે પુરેપુર ધ્યાન આંખ મિચ્યા બરાબર સ્થિત થઇ જણાવા લાગે ત્યારપછી, આખું ધ્યાન છોડી દેવું. અને ફક્ત હાસ્ય વદન પુરતુંજ ધ્યાન કાયમ રાખવું.

**શિષ્ય**—પછી આગળ શું કરવું.

**ગુરૂ**—હાસ્યવદનનું ધ્યાન પણ પછી છોડી દેવું એકલા હાસ્યનુંજ ધ્યાન કાયમ રાખવું.

**શિષ્ય**—વાહ ! હાસ્ય તો આનંદ વિના હોય જ નહીં !

**ગુરૂ**—શાબાશ ! તેજ ખરૂં છે. જે આનંદથી હાસ્ય જણાય છે. તે હાસ્યનું ધ્યાન છોડી દઈને પછી આનંદમાં પ્રવેશ કરવો, અને આનંદ રૂપ થઇ જવું. બોલ ! હવે આનંદનો કંઈ આકાર છે ! રૂપ છે ! રંગ છે ! તું ચિત્ર કે નકશો આનંદનો કાઢી આપે છે !

**શિષ્ય**—ના મહારાજ આ ગુરૂગમ્ય યુક્તિ છે. ધિમેધિમે આકારમાંથી નિરાકારમાં ઉતરવાની યુક્તિ ઘણી જ સારી છે. એકદમ નિરાકારને બાથ ભિડવા જાય તો આશ્રય કંઇ નથી. અને આ તો જાણે પગથીએ પગથીએ આનંદના શિખર પર ચઢી એકદમ આનંદમાં લોટી પડવા જેવું છે પણ મહારાજ! હવે એક વાત કહો. તે એ કે મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, એના ધર્મો આ પછી કેવી દશા ભોગવે છે !

**ગુરૂ**—જેમ આકાશ એ કંઈ વસ્તુ નથી; તેમ ચૈતન્ય મય થવાથી **ચિદાકાશમાંજ** સ્થિત થવાય છે. એટલે ચિત્ત

ચિંતન, અને ચિંતન કરનાર એ ત્રિપૂટી બંધ પડી ચિત્ત ચૈતન્યનું સમરસપણું થાય છે.

શિષ્ય—હવે બુદ્ધિનું કાર્ય રહ્યું. તેની સમજણ પાડવા કૃપા કરો.

ગુરૂ—ભાઈ! બુદ્ધિ એ જ્ઞાનમઇ છે. બુદ્ધિથી-મેં જાણ્યું એવો જે પ્રથમ નિશ્ચય હતો તેની પણ ત્રિપૂટી જ બનેલી હતી એટલે જ્ઞેય, જ્ઞાતા, અને જ્ઞાન એ ત્રિપૂટીનો પણ લય થાય છે.

શિષ્ય—મન, અને અહંકારની શી દશા થાય છે! તે જાણવા ઉત્કંઠા થઈ છે.

ગુરૂ—અહંકારનું કાર્ય શું? હું અને મારૂં તું અને તારૂં એ તો ધ્યાનમાં સ્વરૂપાનુસંધાનથી સર્વત્ર ઐક્ય ભાવમાં અહંકાર તો લય જ પામી ગયો કારણ પહેલાંજ તને સમજાવ્યું છે કે, પંચદેહનો તે તે દેહાત્મક અહંકાર જ્યાં સુધી રહે, ત્યાં સુધી સ્વરૂપાવબોધ થતો જ નથી. તેમ મન પણ મનપણું છોડી દઈ, નિર્વિકલ્પ દશામાં આવ્યા શિવાય સાક્ષાત્કાર થતોજ નથી. એને ઉન્મનિ અગર અમનસ્ક દશા કહેવાય છે. અને આ તો ઉન્મનિ પારની વાત તને કહી છે.

શિષ્ય—પછી ત્યારે હવે આગળ શું!

ગુરૂ—આગળ કંઇ જ નહીં. બસ હવે અનિર્વાચ્યતા થઇ. જ્યાં હું કે તું રહ્યું નહીં. પછી બોલવું કોણે! ને કોની સાથે! એ દશા તેજ અનિર્વાચ્ય દશા અલક્ષ્ય, અતર્ક્ય, અગોચર દશા છે. આજ અપરોક્ષ સાક્ષાત્કાર છે.

**શિષ્ય**—મહારાજ ! અદ્વૈત સ્થિતિમાં કેમ વર્તાય છે. એનું કંઇક દૃષ્ટાંત આપો.

**ગુરૂ**—જ્યાં બીજું નથી. ત્યાં દૃષ્ટાંતમાં શું કહેવું ! પણ **લાક્ષણિક** સંકેતિક દૃષ્ટાંત આપી શકાય, જો કરોડો દિવા સળગાવીએ તે દેખાય જુદા જુદા પણ પછી નાના હોય કે, મોટા હોય, રંગી કે બેરંગી હોય, કાચની વચ્ચે હોય, કે ખુલ્લા હોય પણ બધાની દિપ્તિ-તેજ અને દાહક શક્તિ એ એકજ કે જુદી જુદી ? કે વત્તા ઓછી હોઈ શકે ખરી ?

**શિષ્ય**—ના ના તે તો સરખીજ. દેખાવજ માત્ર જુદો.

**ગુરૂ**—બસ, પછી અનેક દેવો દેવી દેવતાઓ અનેક ભૂત માત્ર જ્યાં જુઓ ત્યાં દેખાવ ભલે જુદા જુદા પણ એકજ વ્યાપક રૂપ. **वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः**- બસ ખેલ ખલાસ ! ત્યાં બોધ; બોધકતા; બદ્ધપણું, મૂક્તતા, પાપ; પુણ્ય; સુખ; દુઃખ; અને યજ્ઞ, દાન અને ક્રિયાના ત્રિવિધ ભેદ સર્વ પ્રકારની ત્રિપૂટિઓ બધું એ એકમય થઇ ગયું. પ્રલયકાળ વખતે જ્યારે એકાર્ણવતા થાય છે, ત્યારે નદી, નાળાં, સરોવર, સમુદ્ર એ બધાય લય પામે છે તેમ.

**શિષ્ય**—મહારાજ ! હવે એવા કેવળ બ્રહ્મ બનેલાની નિશાની શું ! તેઓ જગતમાં કેવી રીતે વર્તે છે !

**ગુરૂ**—ભાઈ ! તે સામાન્ય પુરૂષ જેવાજ હોય છે. અને સામાન્ય પુરૂષ જેવાજ ખાય છે, પીએ છે, ઊંઘે છે, કામકાજ ધંધો કરે છે, ખરૂં ખોટું જાણે છે. સ્વાદને પરખે

છે, પ્રસંગે લઢવાનું કાર્ય આવે તો લઢે છે ગાળો દે છે. પણ એ બધુંએ તે કંઇ કરતો નથી. અને મૌન્ય દશાનું શ્રેય ભોગવે છે. અને તેનું વર્ણન વાણીથી થવું મુશ્કેલ છે. તે તો અનુભવિઓની નિશાની અનુભવિઓજ જાણી શકે છે. તે પર એકજ શ્લોકનો વિચાર કર. આદ્ય શંકરાચાર્યે શંકરની સ્તુતી કરી છે તેમાં આ અનુભવનું વર્ણન આવે છે. જો કે શંકરને ઉદ્દેશીને છે પણ અભેદ વર્ણન છે. તેઓ શંકર રૂપેજ બધા જગતને જોતા હતા.

श्लोक

आत्मा त्वं गिरिजा मतिः सहचराः प्राणाः शरिरंगृहं
पुजा ते विषयोपभोगरचना निद्रा समाधिस्थितिः
संचारः पद्योः प्रदक्षिणविधिः । स्तोत्राणि सर्वा गिरो ।
यद् यत् कर्म करोमि तत् तदखिलं शंभोतवाराधनं ॥

અર્થ—હે શંકર ! આ મારો આત્મા તે તમે છો. મારી બુદ્ધિ એજ ગિરીજા એટલે પાર્વતી છે. અને મારા પંચ પ્રાણ એ તમારા સેવકો છે. અને મારૂં શરિર એ તમારૂં ઘર છે–અને આ સર્વે વિષયોનું ભોગવવાપણું એજ તમારી પુજા છે. અને હું ઊંઘું તેમાં નિદ્રા આવે, એજ તમારી સમાધિ છે. હું ચાલું એ બધી તમોનેજ પ્રદક્ષિણા છે. અને મોંમાંથી જેટલું બોલાય એ બધી તમારીજ સ્તુતી છે. મતલબ હું જેજે કર્મ કરૂં તે તે બધી તમારીજ આ-રાધના છે. એ પ્રમાણે એકાત્મતાનો કર્મમાં; ઇંદ્રિયોમાં તે પ્રાણી જીવતાં છતાં મૂક્તિનો લાવો ભોગવે છે. પછી આ સ્થુળ શરિર પ્રારબ્ધ પુરૂં થતાંજ પડી જાય છે. એટલે

જેમ પાણીમાં ડુબેલી ગાગર પાણીમાંજ ફુટે તો ગાગરમાંના પાણીને બહારના પાણીમાંજવાનું રહેતું નથી. કારણ પ્રથમ-થીજ અંદર બહારનું પાણી એક થયું છે. પછી ગાગર રહી શું? ને ફુટી શું? એ દશા તે આ છે.

શિષ્ય—વાહ! પ્રભુ વાહ! તમે અનંત ઉપકાર કર્યા. અને મને ખરેખર ત્રિવિધ ભ્રાંતીમાંથી દુર કર્યો હવે હું તમને શરણે આવ્યો છું મને કૃતાર્થ કરો.

ગુરૂ—શિષ્યને સુમુહર્તથી પિઠ પુજા કરાવી, તેના કર્મ ધર્મ અને જીવ કૃષ્ણાર્પણ કરાવી, એકાંતમાં હરિ નામના ગજરમાં આત્મનિશાની બતાવ્યા પછી, સાધનરૂપ નામમંત્ર આપે છે, કારણ ઉપદેશ જ્ઞાનનો કરવાનો છે. તે જીવને છે, જીવ ક્યાં છે તે પ્રથમ નિશાની કહ્યા વિના ઉપદેશ કરવો એ યુક્ત નથી. તેથી તેવી પ્રક્રીયા કરી, પછી એકાંતમાં એકાક્ષરનું વિવરણ કહી ઓંકારનુ ચિત્ર કાઢી પિંડ અને બ્રહ્માંડની રચના સમજાવે છે. ને શિષ્યને જન્મ મરણ રહિત કરે છે.

હરિઃ ૐ તત્સત્ કૃષ્ણર્પણ મસ્તુ

ઇતિશ્રી ધ્યાન યોગના ઉત્તરાર્ધનો સ્વસ્વરૂપ (નિગૂર્ણધ્યાન) વિષેનો છઠ્ઠો અધ્યાય સમાપ્ત થયો ॥૬॥

હરિઃ ૐ તત્સત્ કૃષ્ણાર્પણ અસ્તુ

## ઉપસંહાર

આ જગત એજ કર્મરૂપ છે. ને કર્મથી ઉત્પન્ન થયું છે. કોઈને ઝાડ, પહાડ, પશુ, મનુષ્ય જે કંઇ થવું પડે છે તે બધું કર્મનું ફળ છે. માટે જ્યાં સુધી કર્મ સંગ્રહ રહે

ત્યાં સુધી જન્મવું મરવું પડે છે. ને કર્મનો નાશ થવા મનુષ્ય માત્રે સદ્‌ગુરૂને શરણે જઈ પ્રથમ હું કોણ! તે અને પરમાત્મા કોણ! તે જાણી લીધા વગર કોણે કોને શરણે જવું! અને તેમ સંચિત ક્રિયમાણના કર્મો ક્યાં અર્પણ કરવા એટલા માટે સદગુરૂ પરંપરા પ્રમાણે આ વિધી પ્રથમ કરી લેવી એટલે આત્માને જાણવો. જેથી યજ્ઞ; દાન તપ, કર્મ, સર્વ યથાર્થ થાય છે, પરિપુર્ણ થાય છે. ન્યુ-ન્યાધિકતા સમ થાય છે. કર્મા કર્મની પવિત્રતા થાય છે. કારણ **न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते** આ પ્રમાણેનું પવિત્ર જ્ઞાન કે જેની બરાબરીમાં કંઈ પણ પવિત્ર વસ્તુ હરિફાઈ કરી શકે નહીં.

અને કર્મ બ્રહ્માર્પણ માટે ૐ તત્સદિતિ શ્લોકથી ભગવાને કહ્યું છે પણ તે ઓમકાર જાણ્યા વિના સમર્પણ થઇ શકતું નથી.

વળી, આ દેહ અપવિત્ર વસ્તુથી બન્યો છે તેને બહારથી ગમે તેટલા પવિત્ર કર્મો કરીએ તોપણ અંદરથી પવિત્ર કેમ થાય! આ જ્ઞાનથી સર્વ દેહ સર્વ કાલ માટે અંદર અને બહારથી પવિત્ર બને છે.

ગુરૂ ગીતામાં શંકરે પાર્વતીને ઉપદેશ કર્યો છે તેમાંજ તે કહે છે કે,

वेदशास्त्रपुराणानि । इतिहासादिकानिच
मंत्रयंत्रादि विद्यानां । स्मृतिरुच्चारणादिकं
शैवं शाक्तागमादीनि । अन्येचवहवोमतः
अपभ्रंशःसमस्तानि । जिवानां भ्रांतचेतसां

અર્થાત્ ભ્રાંતિથી જીવદશા ચાલી છે અને આ બધું ભ્રાંતીકૃત છે, માટે પ્રથમ ભ્રાંતીરહિત થવું એટલે આ બધું ખરૂં ભાસે, અને ભ્રાંતીની અડચણ આવે નહીં, માટે સદ્-ગુરૂને શરણે જવાનો શંકરે પાર્વતીને ઉપદેશ કર્યો છે. અને જે જ્ઞાન પ્રાપ્ત કરવાથી તે નરદેહ કેવો પવિત્ર થાય છે. તે માટે કહે છે કેઃ—

**आसनस्थो शयनस्थो । गच्छंस्तिष्टं स्तथापिवा**
**अश्वारूढो गजारूढः । जागृतिसुषुप्तिस्तथा**
**शुचिष्मांच सदाज्ञानी × × ×**

આ પ્રમાણે જ્ઞાનની પવિત્રતાનું વર્ણન કરેલું છે. તો આવું જે જ્ઞાન તે મનુષ્ય માત્રે સ્ત્રીઓ, વૈશ્ય, શુદ્ર, પ્રત્યેકે પ્રાપ્ત કરી લેવાનો, જે જન્મ સિદ્ધહક્ક છે. તેનેજ રાજયોગ કહે છે. ને તે પ્રાપ્ત કર્યા શિવાય આત્મઘાતનું મહાન્ પાપ એ દુર થતું નથી. મનુષ્ય જન્મ મરણમાંથી છુટતો નથી માટે જન્મમરણ રહિત થઇ ફરી ફરીને માતૃદુગ્ધ પ્રાશન ન કરવું પડે એવું કર્તવ્યજ એજ મુખ્ય પુરૂષાર્થ અને નરદેહનું સાર્થક છે.

સં. ૧૯૮૭ માર્ગશીર્ષ વદ ૧૨



શ્રી

આ પુસ્તકમાં મળે તે નફામાંથી શ્રી પંઢરપુર અખંડવિણા ભજનમાં ભેટ જવાની હોવાથી ભગવત્ પરાયણ થઈ જે પ્રેમી સજ્જનોએ ભેટ આપી છે તેમનાં મુબારક નામ નિચે પ્રમાણે.

| રૂપિયા. | નામ. | ગામ. |
|---|---|---|
| ૧૦) | ભકત પાલક, રા. સ. ભ. પા. નારાયણભાઈ સખીદાસ, | મુ. મુબારકપુર તા. કલોલ. |
| ૫) | શા. બાબરભાઇ, મહાસુખરામ, (ભકતમંડળી) | મુ. વળાદ તા. દશક્રોઈ |
| ૫) | ભકત સહાયક રા. પા. ભુલદાસ હરિભાઈ | મુ. મુબારકપુર તા. કલોલ |
| ૫) | ભકત સહાયક રા. પા. પ્રાણભાઈ હરિભાઇ | મુ. સદર તા. ,, |
| ૫) | ભકત સહાયક રા. કોઠારી મુળજી નાથજી | મુ. મુંબઈ |
| ૫) | ભકત સહાયક રા. પા. નાથાલાલ દેશાઈભાઈ | મુ. જમીયતપુરા તા. ઉત્તર દસક્રોઇ |
| ૫) | ભકત સહાયક રા. શા. શનાલાલ લલ્લુભાઇ | મુ. કુડાસણ તા. કલોલ |
| ૫) | ભકત સહાયક રા. સ. ભ. પા. છગનલાલ કાકુભાઈ | મુ. કુડાસણ તા. કલોલ |
| ૫) | ભકત સહાયક રા. પા. રામાભાઇ બાપુભાઈ | મુ. કુડાસણ તા. કલોલ. |
| ૫) | ભકત સહાયક રા. શુકલ જગન્નાથ મોતીરામ | મુ. રૂપાલ તા. કલોલ |
| ૫) | ભકત સહાયક રા. શા. હરિદાસ માણેકચંદ કોઠારી | મુ. કરાંચી |

## ધર્મ પ્રેમી સજ્જનોએ આપેલી ભેટ.

| | | |
|---|---|---|
| ૩) | રા. પા. ત્રિકમ ગિરિધરભાઈ | મુ. મુબારકપુર તા. કલોલ |
| ૨) | રા. પા. મરઘાભાઈ ભુલાભાઇ | મુ. કુડાસણ તા. કલોલ |

૨) રા. પા. ઈશ્વરભાઈ જેસંગભાઈ મુ. મુબારકપુર તા. કલોલ
૨) રા. હીરાભાઈ શવદાસ મુ. સાબરમતી
૨) રા. માસ્તર મગનલાલ ગીરધરલાલ મુ. પાનસર તા. કલોલ
૧) રા. શુકલ કાળીદાસ શીવરામ મુ. રૂપાલ તા. કલોલ
૧) રા. ભાઇશંકર આદિતરામ મુ. સાબરમતી
૧) રા. શિવલાલ વીરાભાઇ મુ. કુડાસણુ તા. કલોલ.

---

## અગાઉ નાણા આપી ગ્રાહક થયેલા પ્રેમી સજ્જનોનાં નામ નિચે પ્રમાણે.

| નામ. | | ગામ. | પ્રત |
|---|---|---|---|
| ૧ | રા. બ્રહ્મભટ્ટ બાપુલાલ સીતારામ | કલોલ | ૫ |
| ૨ | રા. શનાભાઇ શિવલાલ | વડોદરા | ૨ |
| ૩ | રા. ગિરિધરલાલ પુરષોત્તમદાસ | મુંબાઇ | ૧ |
| ૪ | રા. ઠાકોરશ્રી નારસિંહજી પર્વતસિંહજી | અણીતા | ૧ |
| ૫ | વેદમૂર્તિ રા. હરિલાલ શંકરજી | થાણા | ૧ |
| ૬ | રા. વકીલ બબાભાઈ હરગોવિંદદાસ | કલોલ | ૧ |
| ૭ | સ. ભ. ગંગારૂપ, નર્મદાબેન, કલ્યાણજી હેડ મીસ્ટ્રીસ | નવસારી | ૧ |
| ૮ | ભગવતીબેન શકરીબેન કીન્નગાર્ડન શાળાની મુખ્ય શિક્ષકા | નવસારી | ૧ |
| ૯ | રા. કંટ્રાકટર ગોપાળજી મોરારજી | વડોદરા | ૧ |
| ૧૦ | રા. ઠક્કર ગોવર્ધનભાઈ ભાઈલાલભાઈ | ,, | ૧ |
| ૧૧ | રા. દુર્લભદાસ ચતુરભૂજ | ,, | ૧ |
| ૧૨ | રા. મૂળશંકર ચુનીલાલ જોશી | ,, | ૧ |
| ૧૩ | મે. રા. પુરશોતમ નાથાભાઈ દેસાઈ | ,, | ૧ |
| ૧૪ | રા. ભોગીલાલ પુરષોત્તમદાસ પારેખ | ,, | ૧ |

| | | | |
|---|---|---|---|
| ૧૫ | રા. મુળજીભાઈ ગરબડભાઈ મીસ્ત્રી | ,, | ૧ |
| ૧૬ | રા. વિનાયક ગોપાળ આઠવલે | વડોદરા | ૧ |
| ૧૭ | રા. છોટાલાલ મોતીલાલ | વડોદરા | ૧ |
| ૧૮ | રા. બેચરલાલ મીસ્ત્રી | ,, | ૧ |
| ૧૯ | રા. વિઠ્ઠલભાઈ નારણજી | ,, | ૧ |
| ૨૦ | રા. હિરાલાલ હરિભાઇ પંચાલ | ,, | ૧ |
| ૨૧ | રા. લક્ષ્મણરાવ તાત્યાજી આળેકર | ,, | ૧ |
| ૨૨ | રા. ચિમનલાલ છોટાલાલ નાણાવટી | ,, | ૧ |
| ૨૩ | રા. અંબાલાલ પુનમચંદ સોની | ,, | ૧ |
| ૨૪ | રા. સાકરલાલ ત્રિભૂવનદાસ પારેખ | ,, | ૧ |
| ૨૫ | રા. જેઠાલાલ તુળશીદાસ | ,, | ૧ |
| ૨૬ | રા. ગણેશ બાલકૃષ્ણ નવાથે | ,, | ૧ |
| ૨૭ | બાઈ પુંજી ખુશાલ રાતની વિધવા | ,, | ૧ |



# શુદ્ધિપત્ર.

| પેજ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૪ | શુંડાધર | શુંઢાધર |
| ૨ | ૬ | પુર્ણીમાંએજ | પુર્ણીમાએજ |
| ૨ | ૭ | પાશન | પ્રાશન |
| ૨ | ૨૪ | કતૃત્વ | કર્તુત્વ |
| ૩ | ૧ | અતકર્ય | અતર્કય |
| ૪ | ૧૧ | પ્રાણુયમ | પ્રાણુયામ |
| ૫ | ૧૨ | દોલાયમાન | ડોલાયમાન |
| ૬ | ૧૮ | ન જારણુ | ને જારણુ. |
| ૭ | ૧૫ | તિર્થક | તિર્યક |
| ૮ | ૨ | સફાઇને | ફસાઈને |
| ૧૩ | ૫ | જન્મનાં મંતે | જન્મના મંતે |
| ૧૯ | ૧૬ | ખચશ | ખટાશ |
| ૨૦ | ૧૪ | ભાગ્ય | ભાગ |
| ૨૩ | ૬ | પાસે પાસે | પાસે |
| ૨૫ | ૧ | મૂખ | મૂર્ખ |
| ૩૨ | ૦ | અધ્યાય ૪ થો | અધ્યાય ૫ મો |
| ૪૧ | ૧૯ | સાગ્રગ્રી | સામગ્રી |
| ૪૨ | ૮ | ,, | ,, |
| ૪૩ | ૧૭ | કેસરો | કેસરી |
| ૪૪ | ૮ | કીમંત | કીંમત |
| ,, | ૧૬ | નિમર્મ | નિર્મમ |
| ૪૫ | ૯ | ગુણું | ગુણુ |
| ,, | ૧૨ | રાહ | સહ |
| ,, | ૧૯ | લોકોવું | લોકોનું |
| ૪૮ | ૫ | ભોગવાનું | ભોગવવાનું |
| ૪૯ | ૧૭ | સાચુજતા | સાચુજ્યતા |
| ૫૧ | ૧૦ | ભક્તા | ભક્તો |
| ,, | ૧૨ | વત્સલાછન | વત્સલાંછન |

| | | | |
|---|---|---|---|
| „ | ૨૨ | માર | સાર |
| ૫૬ | ૭ | અલકારયુક્ત | અલંકારયુક્ત |
| ૫૭ | ૨૧ | મહાન | મહાન્ |
| „ | ૨૩ | અતક્યર્ | અતર્કય |
| ૬૨ | ૧૦ | સમરશ | સમરસ |
| „ | ૧૬ | બન્યું ને | બન્યું |
| ૬૩ | ૧૭ | નુકશાન | નુકસાન |
| „ | ૧૮ | મ્લેચ્છ | મ્લેંચ્છ |
| „ | ૨૧ | અખાધ્ય | અખાદ્ય |
| ૬૭ | ૯ | સ્થિાત | સ્થિતિ |
| ૬૮ | ૯ | આગર | અગર |
| „ | ૧૧ | મુક્ત | મૂક્ત |
| ૭૪ | ૨ | કીતિ | કીર્તિ |
| ૭૬ | ૩ | ઓકાર | ઓંકાર |
| „ | ૭-૧૦ | માતૃકાઓ | માત્રિકાઓ |
| „ | ૮ | વિસ્તર્ણ | વિસ્તિર્ણ |
| „ | „ | રૂપ | રૂપે |
| ૮૧ | ૫ | સાયા | માયા |
| „ | ૬ | કે કેવાય | કહેવાય તે |
| „ | ૯ | બ્રહ્માસ્મીમાં | બ્રહ્માસ્મિમાં |
| „ | ૧૧ | શામ્ય | સામ્ય |
| ૮૬ | ૩ | મુર્ખ | મૂર્ખ |
| „ | ૧૨ | રોગના | રોગનો |
| „ | ૧૯ | અદિદૈવિક | અધિદૈવિક |
| ૮૮ | ૧૭-૨૧ | અક્ષરરશ | અક્ષરરસ |
| ૮૯ | ૨૩ | શાચવે છે | સાચવે છે |
| ૯૦ | ૭ | વિશેશ | વિશેષ |
| ૯૧ | ૭-૯ | જ્ઞાનાગ્નોમાં | જ્ઞાનાગ્નિમાં |
| „ | ૧૧ | કમ | કર્મ |

# ગુજરાતી ગુરૂ ગીતા.



આ એક જીવોના ઉદ્ધાર માટે શંકરે પાર્વતીને કરેલો ગુહ્ય ઉપદેશ છે, જેનું તત્વ જાણ્યાથી સદ્ગુરૂ માર્ગનું દ્રઢિકરણ થઈ જીવ જન્મ મરણમાંથી છુટે છે. હરેક ધર્મ અને પંથના લોકોને અતિ ઉપયોગી છે. આનો પ્રચાર છુટથી જોવામાં આવતો નથી, તમે કદાચ જોઈ હશે, અગર વાંચી હશે. તે કદમાં ભલે નાની પણ પ્રભાવ ઘણોજ ભારે અને સૌથી શ્રેષ્ટ છે એમ તમારી ખાત્રી થશે. ગુજરાતી ભાષામાં સાધક અને મુમુક્ષુ ભાઈ બેનોને ઉપયોગી થાય તે સારૂ સુપ્રસિદ્ધ સંત પુરૂષ રંગનાથ સ્વામીએ-મરાઠી ઓવીમાં કરેલી ટીકા તેનું સરળ ગુજરાતી ભાષાંતર નામયોગી કૃષ્ણરાવ સખારામ દેવળાલીકરે કરેલું છે તે અમુલ્ય છે. તેની કીંમત વિષય પ્રતિપાદનની શૈલીપર રહે છે આ પુસ્તકના ઊપજે **તે પૈસા પંઢરપૂર અખંડ ત્રિણાભજનમાં જવાના છે.** કીં. ૦-૫-૦ આના. પણ **અશાડ શુદ ૧૧** પહેલાં ૦)≈।। ની ટીકીટો મોકલી નામ નોંધાવનારને મોકલવામાં આવશે.

**કલોલ,** કૃષ્ણ સદન
ઉત્તર ગુજરાત.

વ્યવસ્થાપક,
**ભક્તિવર્ધક કાર્યાલય.**



: શ્રી હરિ :

# શ્રી ભાગવદ્ધર્મ પ્રકાશ માસિક

વોલ્યુમ ૧—૨—૩ કી. રૂા. ૯)



સંત પુરૂષોનાં ઉત્તમ અને નીતિમય જીવન, જ્ઞાન, અને અનુભવના વિષયોથી ભરપૂર, અનેક ગુરૂગમ્ય ગુપ્ત રહસ્યોનું ખુલ્લું વિવેચન, સંસારમાં પરમાનંદનો અનુભવ કરાવનાર, બ્રહ્મ ભાવનાની સિદ્ધિ, જીવ, જગત અને ઈશ્વરની એકતા વગેરે અનેક તત્વજ્ઞાનના ઉચ્ચ વિષયો આવેલા છે. વિદ્વાનો અને પત્રકારોના ઉત્તમ સરટીફીકેટો છે. શ્રીકૃષ્ણ અને રામજયંતિના હરિદાસી પૂર્વરંગ સાથે કીર્તનો પણ છે. ધાર્મિક સંસ્થામાં આવેલી ખોટનો અંતઃ બદલો વાળવા સારૂ.

## — સવલત —

દેવપોઢી ૧૧ પહેલાં ત્રણે વોલ્યુમ મંગાવનારને રૂા. ૪ાા બે વોલ્યુમ મંગાવનારને રૂા. ૩ા ને ૧ વોલ્યુમ મંગાવનારને રૂા. ૧ાા માં મળી શકશે. ટપાલ ખર્ચ માફ ૧ લા વર્ષનો ૧ લો અંક છતમાં નથી.

કલોલ—કૃષ્ણ સદન.
(ઉત્તર ગુજરાત)

વ્યવસ્થાપક :
શ્રી ભાગવદ્ધર્મ પ્રકાશ. કચેરી